કાલબાદેવી પોષ્ટ ઓફીસની સામે આવેલ
"નવલખી પ્રીન્ટીંગ પ્રેસમાં" આ પુસ્તક છપ્યું
અને
કાન્તા બીલ્ડીંગ, ધોબીતળાવ ઉપર રહેતી
સૌ. રૂક્ષ્મણી રણછોડદાસ પારેખે
પ્રસિદ્ધ કર્યું છે.



# સ્વરાજ્ય સ્ત્રોતસ્વિની.



## માતૃભૂમિને ચરણ.

હિંદને સૌભાગ્ય દાયક, મંત્ર વંદેમાતરમ્.
જાગવંત આખા હિંદને એ, મંત્ર વંદેમાતરમ્.
ચૈતન્યને ભરનાર, એવો મંત્ર વંદેમાતરમ્.
ઓજસ બધુ આ દેશનું, એ મંત્ર વંદેમાતરમ્.



રચનાર,
સૌ. રૂક્ષ્મણી રણછોડદાસ

પહેરવાના કપડામાં તેમજ બીજા બધામાં સાદાઈ ઉત્તમ છે.

નકામો ગુમાવેલો પૈસો પાછો મેળવી શકાશે, નકામી ગુમાવેલી તંદુરસ્તી પાછી મેળવી શકાશે; પરંતુ નકામો ગુમાવેલો વખત પાછો મેળવી શકાશે નહીં.

કોઈ પણ મનુષ્ય માટે દિવસ લાંબો કરાતો નથી.

ઐશ્વર્ય ફક્ત બુદ્ધિચાતુર્યના બળથી નહીં, પરંતુ નીતિબળથી મેળવવું જોઈએ.

શુદ્ધ પ્રમાણિકપણું ગમે તે જગોએ બહાર આવ્યા વિના રહેતું નથી, અને દરેક કામ ઉપર તેની પ્રતિમાની છાપ પાડે છે,

વ્યવહારૂ રીતે જોતાં અપ્રમાણિક મનુષ્ય ટુંકી દ્રષ્ટિવાળો–લાંબા વિચાર વગરનો છે.

પ્રતાપી મનુષ્યોના ઉદ્દેશ પ્રતાપી હોય છે, અને પ્રતાપી ઉદ્દેશોને પરિણામે પ્રતાપી કર્મો થાય છે.

નીતિબળ એ સૌથી મોટી શકિત છે.

મનુષ્યની પરીક્ષા તેના તરત થતા કામો ઉપરથી, નહીં કે તેના છેવટના વચનો ઉપરથી થાય છે.

દયા એ અગાધ, અનિર્વચનીય ભાવના છે કે જે પોતાને ભૂલી જતાં–અહંતા વગરના અને તે સાથે નમ્રવર્તનવાળા મનુષ્યમાં જોવામાં આવે છે.

દલીલથી મનુષ્ય બહારથી–ઉપરચોટીઓ જીતાય છે, પણ દયા હ્રદય સુધી પહોંચે છે. ( દયા બતાવવાથી મનુષ્યનું મન જેવું જીતાય છે તેવું વાદવિવાદની દલીલોથી જીતાતું નથી. )

દૈવી નેકી પ્રમાણે વર્તવામાં આવે છે ત્યારે જીવન સુખી થાય છે.

સાચા સત્યાગ્રહી તરીકે જીવન ગાળી માતૃભૂમિની સેવા કરતા મૃત્યુ પામનાર અને મારા હૃદયમાં સત્યાગ્રહની પૂનિતજ્વાલા પ્રગટાવનાર ભાઈ તાપીદાસના સ્નેહભીનાં સ્મરણો સાથે આ "સ્વરાજ્ય સ્ત્રોતસ્વિની" જોડું છું.



સદ્‌ગત બંધુ તાપીદાસ દુલભદાસ સંઘવી.

જન્મ.
તા૦ ૨૨ મી જુન
સને ૧૮૮૫.

અવસાન.
તા૦ ૩ જી માર્ચ
સને ૧૯૨૪

# બંધુને નિવાપાંજલિ.

—:o:—

( મંદાક્રાંતા. )

રે બંધુ ! તું અવનિપરથી, હાય, ચાલી ગયો ક્યાં,
કોને ખોળે શિશુ સમરપી, આમ ચાલી ગયો ત્યાં;
રે, રે, તારાં દુખદમરણે, કારમો કેર કીધો,
રોતાં મુક્યાં, પ્રિયજન અને, કાળજે ડામ દીધો:

( ૧ )

બાલુડાંની ઉપર અહિં તો, આભ તૂટી પડ્યું ને,
મુકી એને અહિં રઝળતાં, કેમ જાવું ગમ્યું રે;
ચાલ્યો તું તો શિશુસકળને, આમ આજે રડાવી,
બંધુ તેના ઉપર તુજને, ના દયા કેમ આવી:

( ૨ )

સેવા કેરી તુજ હૃદયમાં, ભાવનાઓ હતી જે,
પ્રેરાઈને પીડિત હૃદયે, જેલમાંહી રહ્યો ને;
સેવા કાજે જીવન સઘળું ભાઈ તારૂં ખપાવ્યું,
જેણે રોગે પીડિત થઈને, શિર્ષ ના તેં નમાવ્યું:

( ૩ )

ભૂખે દુઃખે બહુ કકળતાં માણસોને બચાવ્યા,
દુષ્કાળે તો સકળ જનને, કુંભતાં બાંધ જાલ્યાં;
તારાં મોઘાં જીવનનું બલિદાન દેવા ગયો ત્યાં,
મૂકી માથું અભય હૃદય, બારડોલી રહ્યો ત્યાં:

( ૪ )

ગુલામીના પ્રખર તણખા ભાઈ સાખી શક્યો ના
આઝાદીને અમર કરવા, કાજ ચાલી ગયો ત્ય
સિધ્ધિને શુ સફળ કરવા સાગરે વાસ કીધો,
કે મૂક્તિના પરમ પદને, પામવા પથ લીધો

( ૫ )

રે રે એવી વિષ વરસતી વેદના તો થએલી
મૃત્યુ કેરી સતત ફરતી જાળ વ્યાપી ગએલી
રોમે રોમે વિષમવિષ તો હાય વ્યાપી રહ્યુને
આવી ઉભી ભીષણ રજની કાળ મુખી થઈને

( ૬ )

રે દુર્ભાગ્યે દરદતણુ તો એવડુ જોર વાધ્યુ
કાળે દૂષ્ટે કઠણ થઈને કામ પોતાનુ સાધ્યુ
મૂકી માયા સહુ જગતની, ભાઈ ચાલી ગયો ત્યા,
શાતિ લીધી પ્રભુચરણમા ને સમાધી ધરી ત્યા



# પ્રસ્તાવના.

આજે સ્વતંત્રતાનો પવન સારાય હિન્દુસ્તાનમાં વાય છે. બાળ વૃદ્ધ સર્વ કોઇમાં અપૂર્વ જાગૃતિ ને ઉત્સાહ દેખાય છે. હિન્દુસ્તાનના ભાગ્યનો ઉદય નજીક દેખાય છે. પરોઢીએ મંગળ ગીતો ગવાય છે. મહાત્મા ગાંધીજીની સ્વતંત્રતાની લડતમાં સ્ત્રીઓ પણ પૂર્ણ હિસ્સો આપી રહી છે. સ્ત્રીઓ શાન્તિની મૂર્તિ લેખાય છે. આ લડત અહિંસા અને શાન્તિની છે. તેમાં સ્ત્રીઓ પણ આગળ પડતો ભાગ ભજવે છે. સ્ત્રીઓને જે સ્વદેશી પ્રચાર તેમજ મદ્યપાન નિષેધના બે કામો ગાંધીજીએ સોંપ્યાં છે તે પૂર્ણ ઉમંગથી સ્ત્રીઓ કરી રહી છે. આ રીતે સ્ત્રીની પણ ઉન્નતિ તથા સ્વતંત્રના પાયા ચણાવા મંડાયા છે. માત્ર આટલામાંજ સ્ત્રીનું કાર્ય ક્ષેત્ર અટકતું નથી. તેઓ પુરૂષ સ્વયંસેવકોને માટે દરેક જાતની સગવડ સાચવવામાં, તેઓની હોસ્પીટલોમાં સારવાર કરવામાં તેમજ વખત આવે સાથે સાથે લાઠીના મારમાં પણ ભાગ લેવામાં તૈયાર થઇ છે. સ્ત્રી શક્તિ અત્યારે પૂર્ણ પ્રકાશમાં આવી છે ને તે પ્રકાશથીજ સ્વતંત્રતાની લડતમાં સફળતા મેળવવાની પૂર્ણ આશા રખાય છે. સ્ત્રીની માનસિક શક્તિની પણ ખીલવણી થઈ છે. રાષ્ટ્ર ગીતો સમયાનુસાર બનાવવામાં પણ સ્ત્રીઓએ પોતાનો ફાળો આપ્યો છે.

આજે **રૂક્ષ્મણી** બેનનાં રાષ્ટ્ર ગીત વિષે સમાજ આગળ બે શબ્દો લખવા મને તક આપી તેથી મને આનંદ થાય છે. તેઓમાં જે દેશ પ્રેમની ઊર્મિ ઉછળી રહી હતી તેને પરિણામે તેમણે સમાજને ચરણે તેઓના રાષ્ટ્ર ગીતનો ગ્રંથ ધર્યો છે. હું આશા રાખું છું કે સમાજ આ તેમના કાર્યને વધાવી લેશે. આવાં ગીતનો સંગ્રહ લોકોને હાલમાં જરૂર પ્રિય થશે. આ રીતે આ બેને જે મહેનત લીધી છે તે ફળીભૂત થશે.

જયશ્રી રાયજી.
(નં. ૬ નેપીયનસી રોડ.)

તા૦ ૧૦-૮-૩૦.

# ઉપોદ્‌ઘાત.

—:o:—

આજે દેશભરમાં મુક્તિ સંગ્રામની જ્વાળાઓ ભભૂકી રહી છે. તેના તણખાએ ત્રીશ કોટીનાં હ્રદયમાં પ્રવેશ કર્યો છે. કોઇનાં હ્રદયમાં જાગૃત દશામાં તો કોઇનાં હ્રદયમાં સુષુપ્ત દશામાં એ તણખાઓ પડેલા છે. સુષુપ્ત દશામાં પડેલ એવા એક તણખાને, યુગબળોએ પ્રબુદ્ધ કર્યો, તેનું પરિણામ તે આ ગીતો બ્હેનોને આ ગીતો કંઇ ઉપયોગી નીવડશે તો મારો શ્રમ સફળ થયો માનીશ.

આ સંગ્રહની પ્રસ્તાવના શ્રીમતી બ્હેન જયશ્રી રાયજીએ, એમના વ્યવસાય વખતમાંથી સમય મેળવી લખી આપી મને આભારી કરી છે.

તા. ૫—૧૦—૩૦.

રૂક્ષ્મણી પારેખ.



# સદ્‌ગત બંધુ તાપીદાસ દુલભદાસની જીવન રેખા.

પૂ૦ મહાત્માજીએ આરંભેલા ધર્મ યુદ્ધથી શાંત સત્યાગ્રહનાં આંદોલન આજે જ્યારે દેશભરમાં પ્રસર્યા છે, ત્યારે ૧૯૨૧–૨૨ ના અસહકારના યુગમાં અને તેની પણ પહેલાં જે થોડા હિંદીઓએ મહાત્માજીના સત્યાગ્રહના સિદ્ધાંતોને સમજીને જીવનમાં ઉતાર્યા હતા, તેમાંથી એકના ચારિત્ર્યનું મધુર સ્મરણ કરતાં આનંદ થાય છે. **સદ્‌ગત તાપીદાસ દુલભદાસ સંઘવી** પ્રથમથી **લોકમાન્ય તિલક**ના મિત્ર અને અનુયાયી હતા. બાદ પૂ૦ **મહાત્માજી**ના પરિચયમાં આવતાં એમના જીવન વિચારો અને સિદ્ધાંતોની ઉંડી છાપ એમનાં ચારિત્ર્ય ઉપર પડી હતી. તે એક શુધ્ધ, સાચા, સત્યાગ્રહી તરીકે એમણે મુળશી પેઠા સત્યાગ્રહમાં જેલમાં જઇને બતાવી આપ્યુ હતુ. એ ભાઇના જીવનની સંક્ષિપ્ત નોંધ અમે લઇએ છીએ.

ભાઇ તાપીદાસ સંઘવીનો જન્મ સને **૧૮૮૫** માં સ્વ૦ **સંઘવી હરીચંદ પ્રેમજી**ના કુટુંબમાં થયો હતો તે સમયે કેળવણીનો પ્રચાર જુજ હતો, છતાં તેઓનું કુટુંબ વિદ્યાભ્યાસ તરફ સહાનુભૂતિ ધરાવતું હોવાથી, તથા પોતે નાનપણથીજ ચંચળ હોવાથી, તેઓએ ઇંટરમીડીયટ સુધી કેળવણી લીધી હતી. અભ્યાસ કરતા હતા ત્યારથીજ રાજ્યદ્વારી વિષયોનું અધ્યયન કરતા તેથી તેમના વિચારો મક્કમ રીતે બંધાયા હતા.

ઇ. સ. ૧૯૦૨ માં જ્યારે ગુજરાત સ્વદેશી બહુ થોડું જાણતું હતું, ત્યારે તેઓએ સ્વદેશી વસ્ત્રો પહેરવાનો પ્રારંભ કર્યો. સ્વદેશી વાપરીનેજ નહિ બેસી રહેતાં, ૧૯૦૪ માં સ્વદેશી સાબુ બનાવવાનું કારખાનું કાઢયુ જે પાછળથી કેટલીક મુસ્કેલીઓ આવવાથી બંધ કરવું પડયુ હતું.

ઇ. સ. ૧૯૦૫ માં લોર્ડ કર્ઝને બંગાળાના ભાગલા પાડવાથી બંગભંગની ચળવળ આરંભાઇ, તેનાથી દેશમાં અપૂર્વ જાગ્રતિ આવી. **ભાઈ તાપીદાસે**

એ વર્ષે મુંબઇમાં ધી નેશનલ યુનીઅનની સ્થાપના કરી. તેઓએ ઘણાં વર્ષો સુધી એ સસ્થાના માનદ મત્રી તરીકે સેવા બજાવી હતી. એ સમય કે જ્યારે રાજદ્વારી ચળવળમાં ભાગ લેવો એ ભયંકર ગુન્હો ગણાતો હતો, તેવે વખતે યુનીઅનના આશરા નીચે મહાન દેશ નેતાઓને નીમંત્રી, અનેક સભાઓ ભરી હતી. આજ અરસામા તેઓ લોકમાન્ય તીલક, લાલા લજપતરાય, સુરેન્દ્રનાથ બેનરજી, બાબુ અશ્વની કુમાર-દત્ત, પડિત અને મીસીસ રામભજ દત્ત ચૌધરી વિ. દેશ નાયકોના ગાઢ પરિચયમાં આવ્યા હતા, અને એમનો પ્રેમ સપાદન કર્યો હતો. નેશનલ યુનીઅનની અત્યારની સ્થિતિ મુખ્યત્વે એમના પ્રયાસનેજ આભારી છે.

મહાત્માજી આફ્રીકાથી આવ્યા બાદ સને ૧૯૧૫ માં તેઓ મહાત્માજી સાથે શાંતિનિકેતન, કલકત્તા તથા હરિદ્વાર વિ. સ્થળોએ ગયા હતા છ સ. ૧૯૧૬ માં બાંકુરા, ગુજરાત અને કાઠીઆવાડમાં દુષ્કાળ પડયો તે સમયે અગ્રગણ્ય સ્ત્રીઓ તથા પુરૂષોની બે ભિન્ન કમીટીઓ બનાવી તેના જનરલ સેક્રેટરી તરીકે સેવા બજાવી, સારી રકમ એકઠી કરી, દુષ્કાળ પીડિત પ્રદેશમાં મોકલી આપી હતી.

૧૯૧૭ માં યુ. પી. અને બગાળમાં તથા ત્યાર બાદ મહારાષ્ટ્ર તથા સી. પી. માં હોમરલ લીગની શાખાઓ સ્થાપવા એમને ખાસ મોકલાવવામાં આવ્યા હતા. ત્યાર બાદ તેઓ સ્વરાજ સભા તથા મહાસભાનું કાર્ય સતત કરતા રહ્યા હતા. ૧૯૨૧ મા તેઓ બારડોલી ગયા હતા તથા સત્યાગ્રહ કરવા તૈયાર થયા હતા. ૧૯૨૩ માં મુળશી પેઠ સત્યાગ્રહમાં પહેલા ગુજરાતી તરીકે જોડાઇ જેલમાં ગયા હતા, ત્યાં ત્રણ માસની સખત સજા ભોગવી આવ્યા પછી તેમની તબીઅત લથડી.

સદ્‌ગત ભુલેશ્વર જીલ્લા સમિતિ તથા મુંબાઇ પ્રાંતિક સમિતિના સભ્ય હતા. સામાજીક, રાજદ્વારી તથા આર્થિક વિષયોમાં સ્વતંત્ર તથા મક્કમ વિચારો ધરાવતા હતા. એમની સત્ય પરાયણતા અપૂર્વ હતી. એમણે સિદ્ધાંતને ખાતર જે એમને સત્ય તથા ન્યાયી જણાયું એને ખાતર અનેક કષ્ટો સહન કર્યા

હતાં મહાત્માજીએ એમને માટે સારી આશાઓ બાંધી હતી. જો વધુ જીવ્યા હોત તો સમાજને તથા દેશને અતિ ઉપયોગી થઇ પડત એવા કેટલાક અસામાન્ય ગુણો એમનામાં હતા, એની નવયુગના નીચેના ઉતારા પરથી કંઇક ઝાંખી થાય છેઃ—

"એવા કેટલાયે મુંગા સેવકો જીંદગીભર શાંત કાર્ય કરી આ જગતનો ત્યાગ કરી ચાલ્યા જતા હશે, જેની ઇતિહાસ કે સમાજ નોંધ સરખીયે લેવાની પરવા નથી કરતો. એવા એક સેવક ભાઈ તાપીદાસ સંઘવીના મૃત્યુની નોંધ લેતાં અમને દુઃખ થાય છે.× × × બારડોલીમાં સામુદાયિક સવિનય ભંગની લડત જાહેર થઇ, તેમાં ખપી જવા પોતાનો ખાનગી વેપાર ધંધો બંધ કરી દઇ તેઓ ત્યાં દોડી આવ્યા, અને એ આખરી યુદ્ધ વખતે લોકોમાં રહેલી ત્રુટીઓ યથાશક્તિ દૂર કરવા એમના વિભાગનાં ગામડે ગામડે એઓ ઘુમ્યા હતા. × × × મુંઝરીના ખેડુતો પ્રત્યે સક્રિય સહાનુભૂતિ બતાવનાર એઓ એકલાજ ગુજરાતી હતા. જેલની સખ્તાઇએ એમની તદુરસ્તી પર ગંભીર અસર કરી. જેલમાંથી છુટયા ત્યારથી વધુ ઓછા પ્રમાણમાં તેઓ બિમારી ભોગવી રહ્યા હતા. કષ્ટ સહન સાથે તો એમને બાળમૈત્રી હતી. × × આર્થિક મુશ્કેલીઓને એઓ સ્વદેશ સેવા આગળ વીસરી જતા. શારીરિક કષ્ટ તો હસ્તે મોઢે સહી લેતા. એટલે જેલ જીવનનાં દુઃખો એમને કેમ કરી ડગાવી શકે? નાદુરસ્ત તબીયતની પરવા કર્યા વિના એમણે બારડોલી કે બોરસદના રચનાત્મક કાર્યક્રમમાં પોતાનો ફાળો આપવાનો નિશ્ચય કર્યો હતો. તે વખતે એમને નહોતુ લાગ્યુ કે પોતાની એ ઇચ્છા તૃપ્ત નથી થવાનો અને બે અઠવાડીયા પછીજ માંદગી જીવલેણ થઈ પડતાં આ જગત છોડી પ્રભુના દરબારમાં તેમને ચાલ્યા જવાતુ હશે. એમના અવસાનથી સ્વરાજ્યની લડતે એક શાંત અને પ્રખર, ઉત્સાહી અને નિખાલસ સાચો સેવક ગુમાવ્યો છે પ્રભુ એમના આત્માને શાંતિ અર્પો!"

# અનુક્રમણિકા.

॥ ॐ ॥

# સ્વરાજ સ્ત્રોતસ્વીનિ.



## આર્ત હૃદયની પાર્થના.

( ગરૂડ ચડી આવજો ગિરધારી એ રાગ )



હવે અવતાર, ધરોને મોરારી;<br>
લજ્જત દેશની, રાખજો ગિરધારીઃ

હિંદુસ્તાનમાં, જંગ મંડાયો,<br>
હા હા કાર, બધે વર્તાયો;<br>
દીધા કોલ, તમે હવે પાળોઃ હવે૦

આઠ દશ ગણા, કર એણે નાખ્યા,<br>
દોર ગુલામીના, ગળે નાખ્યા;<br>
પ્રાણ હિંદિના, અધવચ રાખ્યાઃ હવે૦

આખા દેશમાં, ગોળી ચલાવી,
આણ લાઠી તણી વર્તાણી;
હદ મૂકી, હવે એણે ભારી: હવે૦

સો સો વર્ષથી, દેશ રીબાવ્યો,
દોર સત્તાનો, એવો ચલાવ્યો;
કાળો કહેર, એણે વર્તાવ્યો: હવે૦

હિંદમાતા રૂદન, આજે કરતી,
રક્તની ધાર, નયનેથી સરતી;
એતો ધર્મનો, આશ્રય ધરતી: હવે૦

યુગે યુગે, અવતાર ધરો છો,
અધર્મ નો, નાશ કરો છો;
સંસ્થાપન, ધર્મ કરો છો: હવે૦

આજે અર્વિન, ગર્વે ભરાયો,
દૂષ્ટ દુ:શાસન, હર ખા યો;
દેશના, પ્રાણ હરવાને ધાયો: હવે૦

ડોલ્યા ડુંગરા, જુલ્મને જોતાં,
ઝાડ તૂટી પડયાં, અશ્રુ ધોતાં;
ફાટ્યા પાષાણ, એ દુ:ખ રોતાં: હવે૦

આજે વિષની, વૃષ્ટિ થાય,
જ્વાળ, હિંદિઓથી ન સહાય;
કૃપાનાથ કરો, હવે સ્હાય: હવે૦

દાવાનળ દેશમાં, સળગાવ્યો,
કાળ પ્રલય, જાણે વર્તાવ્યો;
બહુ પાપીએ, પંજો ચલાવ્યોઃ હવે૦

તમે લંકામાં, લાહ્ય લગાડી,
અધર્મના, રાજ્યને બાળી;
શક્તિ સીતા, તમે ઘેર આણીઃ હવે૦

અવતાર લઇ, ને દુઃખ ટાળો,
ભક્તવત્સલ, આપ કહાવો;
હવે સત્યની, વ્હારે ધાઓઃ હવે૦

પૂર્યા પાંચળીનાં, તમે ચીર,
અમે સોંપ્યાં, છે આપને શિર;
ધાજો ધાજો, શ્રીકૃષ્ણ વીરઃ હવે૦

તમે દેશની, વ્હારે ચડજો,
આગેવાની, આ યુદ્ધની કરજો;
જયકાર, સ્વરાજ નો કરજોઃ હવે૦

॥ ૐ ॥

શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !

## ભારતની ભાગ્ય રેખા.

(જનની જોડ સખી નહિં જડે રે લોલ એ રાગ)

——:o:——

ભારત અમારો રૂડો, દેશ છે રે લોલ;
ગાશું પ્રિતેથી, યશો ગાન જો. ભારત૦

જાલીમ સરકારની પાપી વાસના રે લોલ:
કીધો ભારત પર કહેર જો: ભારત૦

રસકસ આપણો લુંટી લીધો રે લોલ;
કીધાં તેણે પાય માલ જો: ભારત૦

નોકરી ખીતાબ કંઇ આપીને રે લોલ;
દેશને બના વ્યો ગુલામ જો: ભારત૦

ગુલામી દેશ તણી કાપવા રે લોલ,
દેશું અમારાં પ્રાણ જો: ભારત૦

દેશ દારિદ્રતામાં ડુબતો રે લોલ;
બચાવો ઝાલી ને બાં હ્ય જો: ભારત૦

અન્ન ને વસ્ત્ર વિણ આથડે રે લોલ;
ભારત માત કેરાં બાળ જો: ભારત૦

જુલમ સરકાર નો અતિઘણો રે લોલ;
કીધો પરાધીનં રાષ્ટ્ર જો: ભારત૦

સ્વાધીનતા પ્રિય સર્વને રે લોલ;
સ્વરાજ્ય જન્મસિદ્ધ હક્ક જો: ભારત૦

હકો અમારા માણવારે લોલ;
દેશું અમારા પ્રાણ જો: ભારત૦

યજ્ઞ અમે રૂડો આદર્યો રે લોલ;
સ્વદેશી વ્રત કેરે કાજ જો: ભારત૦

પૂરો કરીને લેશું આપણે રે લોલ;
સુતર ને તાંતણે સ્વરાજ જો: ભારત૦

સ્વરાજ મંત્ર મુખે જપતાંરે લોલ;
ગા શું સ્વતંત્રતા ના ગાન જો: ભારત૦

અમૃતસરના અન્યાય ને રે લોલ;
ભૂલ્યો તે કેમ ભૂલાય જો: ભારત૦

શિયળ વ્હાલું જેને અતિવ છેરે લોલ;
પતિવ્રત ધર્મ જેના પ્રાણ જો: ભારત૦

ગૌરવ દેશનો વધારતી રે લોલ;
ભારત વર્ષ કેરી માત જો: ભારત૦

સતી શીરોમણી બ્હેનીઓ રે લોલ;
લૂટી છે તેમની લાજ જો: ભારત૦

ગોળી ચલાવી દુષ્ટ ડાયરે રે લોલ;
લીધા બંધુઓ ના પ્રાણ જો: ભારત૦

નિકો વહે છે ત્યાં તો રક્ત નીરે લોલ;
શિર્ષ બંધુના તણાય જો: ભારત૦

વર્ણન કરવાને વેદના રે લોલ;
ધ્રુજે છે હિંદ કેરાં હાડ જો: ભારત

જુલમ પ્રજા તે કેમ સાંખશે રે;
ડાયરે વાળ્યો છે દાટ જો: ભારત

અભિવંદન સૌરાષ્ટ્ર ને રે લોલ;
પ્રગટ્યા ગાંધી સમા વીર જો: ભારત

ધન્ય સાબરમતી માતને રે લોલ;
તીરે વસે મહા વીર જો: ભારત

પ્રભા અલૌકિક માતની રે લોલ;
તિર્થ અનુપમ એહ જો: ભારત

ઝરણુ વહે છે તેમાં સ્નેહનાંરે લોલ;
ઐક્યતા ના ઉછળે તરંગ જો: ભારત

એક દિવસ એવો આવશે રે લોલ;
થાશે ભારત નો ઉધ્ધાર જો: ભારત

ઉદય અનુપમ તો થશે રે લોલ;
ભારત ભાગ્ય કેરો ભાણુ જો: ભારત

દેશની વ્હારે પ્રભુજી થશે રે લોલ;
વર્તાશે જય જય કાર જો: ભારત

ભારત વર્ષ વિજય પામશે રે લોલ;
તૂટે ગુલામીના તાર જો: ભારત

॥ ॐ ॥

શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !

## ( મીઠાંનો કર નહિં ભરીએ )

——:o:——

નહિં ભરીએ, નહિં ભરીએ, કર મીઠાંની ઉપર નહિં ભરીએ;
નહિં ડરીએ, નહિં ડરીએ, એ, જાલીમ સરકારથી નહિં ડરીએઃ

એણે જાલીમ, અમલદાર રાખ્યા છે,
કર મીઠાંની ઉપર, નાખ્યા છે;
રંક રાષ્ટ્રે, ઘણાં કષ્ટ સાંખ્યાં છેઃ કર મીઠાંની૦

એણે જુલ્મથી, લોક વશ કીધું છે,
જ્ઞાન ગુલામી, કેરૂં દીધું છે;
બધી રૈયતનું, લોહી એણે પીધું છે. કર મીઠાંની૦

મ્હારા બાપુતણી, વીર હાક વાગી,
વળી વીકુલ ભાઈની, જોડ જાગી;
હવે સરકાર બીચારી, જાય ભાગીઃ કર મીઠાંની૦

અમે લીધી પ્રતિજ્ઞાથી, નહિં ફરીએ,
વ્હાણુ બ્રીટીશ કેરૂં, મધ દરીએ;
એને તોર ચડયો, છેલ્લી ઘડીએઃ કર મીઠાંની૦

એ રાવણીઆ એ, બહુ કેર કીધા.
શિર્ષ બંધુના, રોજ ને રોજ લીધાં;
ભીખ માગતાં, ભારત જન કીધાંઃ કર મીઠાંની૦

એણે કજીઆના, બીજ વાવ્યાં છે,
કર નાખીને, લોક રીબાવ્યાં છે;
એણે કાળા કેર, ચલાવ્યા છે: કર મીઠાં

એતો સાધુનો, વેશ ધરી આવ્યો છે,
ઠગ બાજીથી, આજ લગી ફાવ્યો છે;
એને હકુમતનો, રસ ભાવ્યો છે: કર મીઠાં

એણે સત્તાના, દોરને દઢ કરવા,
રૂડી રૈયતની ઉપર, રાજ્ય કરવા;
કર નાખ્યા છે, આપણા પ્રાણ હરવા: કર મીઠાં

॥ ૐ ॥

શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! !

## ( કૌરવ રાજ્યનો નાશ )

——:o:——

જાય છે, જાય છે, જાય છે, રે, પેલું કૌરવ રાજ્ય હવે જાય છે,
થાય છે, થાય છે, થાય છે, રે, રૂડા ધર્મનું રાજ્ય હવે થાય છે,

ભૂખ્યો આલમશાહ, ધરાસણામા;
બંધુના લોહી માટે, ધાય છે રેઃ પેલું કૌરવ૦

પ્રાણ ઘાતક એવા, દંડા ચલાવી;
ભારત ના પ્રાણ, હરાય છે રેઃ પેલું કૌરવ૦

પડતાં ને પાટુને, દગ્ધને ડામ દેવા;
મૂર્છીત ને માર મરાય છે રેઃ પેલું કૌરવ૦

ધરાસણા ની, ધરા ઉપર કૈં;
બંધુને, ગબડાવાય છે રેઃ પેલું કૌરવ૦

પાપી પંજાને, પૂરો ચલાવવા;
કાંટાની ખાઇ માં નખાય છેઃ પેલું કૌરવ૦

ભારત માતનો રસકસ લુંટતાં;
દુર્યોધન હરખાય છે રેઃ પેલું કૌરવ૦

કૃષ્ણ સમા બાપુ, ગાંધીજી જાગતાં;
કૌરવ રાજ નાશ થાય છે રેઃ પેલું કૌરવ૦

વંદે માતરમ.

## ( પરદેશીની પ્રીત નહિં કરીએ )

નહિં કરીએ, નહિં કરીએ, પરદેશીની પ્રીત અમે નહિં કરીએ;
નહિં ધરીએ, નહિં ધરીએ, હાથ વિષ હળાહળ નહિં ધરીએ:

એતો વિષ ભરી વરમાળા છે.
દિસે રૂડાં પણ, માંહીથી કાળાં છે;
એ તો સ્વાધીનતાના, તાળાં છે: પરદેશીની૦

પ્રાણ ઘાતક એ, ફળ કડવાં છે,
એથી આપણ ને, વશ કરવા છે;
વિષ આપીને અમૃત, હરવાં છે: પરદેશીની૦

એ કાળ દૈત્યની, કાયા છે,
પૂર પાશવતાની, છાયા છે;
એ રક્ત મહીં, રંગાયાં છે: પરદેશીની૦

એણે સાચા, હકોને દાબ્યા છે,
પ્રાણ ચૂસીને, લોક ને બાળ્યાં છે;
પશુ માફક, સૌને પાળ્યાં છે: પરદેશીની૦

એ ચૈતન્ય, બધું હરનારા છે,
વળી મૃત્યુના, મુખ કેરી ધારા છે;
એ બંધુના, શબ કેરા ભારા છે: પરદેશીની૦

॥ ૐ ॥

શાંતિ! શાંતિ!! શાંતિ!!!

## ( આજ્ઞા પાલન. )

બાપુ ગાંધીને, પગલે ચાલશું રે;
ભલે દેવાં પડે, અમ પ્રાણ: બાપુ૦
બીક રાખે તો, લાજ જાય માતની રે;
એ તો ધર્મ, વિરૂદ્ધ કેહેવાય: બાપુ૦
એણે ઐકયતાના, ઉપદેશ આપતાં રે;
વેર ઝેર, કર્યાં સહુ દૂર: બાપુ૦
એણે મૃત્યુના, મુખથી બચાવીઆં રે;
નવ જીવન, દઈ કરી સાહ્ય: બાપુ૦
તેત્રીશ કોટીનાં, દિલ એણે પારખ્યાં રે;
એતો સાચો, ઇશ્વરી અવતાર બાપુ૦
એણે શસ્ત્ર આપ્યું, અસહકારનું રે;
જેથી નમાવ્યું, કૌરવ રાજ્ય: બાપુ૦
એણે ધર્મ, અહિંસાનો શીખવ્યો રે;
સહુ મરવા, થયાં તૈયાર: બાપુ૦
બાપુ ગાંધીની, વીર હાક વાગતાં રે;
જાગ્યાં ભારત, નાં સંતાન: બાપુ૦
ધન્ય ભાગ્ય, આજે ગુજરાતનાં રે;
જ્યાં ધૂમે, ગાંધી સમા વીર: બાપુ૦
ધન્ય ધન્ય સાબરમતી, માતને રે;
સાચો સાધુ, વસે તેને તીર: બાપુ૦
એ પુન્ય દિવસ, પાસે આવીઓ રે;
રૂડો સ્વરાજ, નો આપનાર: બાપુ૦
આજે અમૃતના, ઝરણા ઝરે રે;
બધું ભારત, વર્ષ ભીંજાય: બાપુ૦

વંદે માતરમ્.

## સ્વદેશી વ્રત.

——:o:——

અમે સ્વદેશી, વ્રતને પાળશું રે;
ભલે દેવું પડે, બળી દાનઃ અમે૦

રૂડો ચક્ર, સુદર્શન રેંટીઓ રે;
એ તો, રંક તણો આધારઃ અમે૦

અમે શિર્ષ, સાટે એને સેવશું રે;
એતો આઝાદી, નો આપનારઃ અમે૦

અમે પાણુકોરાં, ને પૂજશું રે;
રાખી અંતરમાં, વિશ્વાસઃ અમે૦

ભલે ગોળી, ચલાવે કારમી રે;
તોએ રશું, નહિં લગારઃ અમે૦

એના મખમલ, મશરૂ ગમે નહિં રે;
જેમાં બંધુનાં, લોહી કેરી છાંટઃ અમે૦

ખાદી સૌભાગ્ય, કેરો ચાંદલો રે:
રાખી ભારત, માત કેરી લાજઃ અમે૦

ભય વૈધવ્યતા, નો એણે હર્યો રે;
આપ્યું ભારત ને, સૌ ભાગ્યઃ અમે૦

શ્વેત સુંદર સુત્તરનો, તાંતણો રે;
કામધેનું તણો, અવતારઃ અમે૦

એથી તાર, ગુલામીના તૂટશે રે;
વળી સ્વરાજ ના, ખુલશે દ્વારઃ અમે૦

તમે વિદેશી, વસ્ત્ર એવાં જાણજો રે;
એતો બંધુના, શિર્ષ કેરી માળઃ અમે૦

ભૂખ ભેગાં, ભારતવાસી કર્યાં રે;
એણે રીબાવી, છે હિંદ માતઃ અમે૦

પરદેશીની પ્રિત, તમે છોડજો રે;
એથી આપણી, દેહ વટલાયઃ અમે૦

બાપુ ગાંધીના, બોલ અમે પાળશું રે;
એ, છે, હિંદનો તારણ હારઃ અમે૦



॥ ૐ ॥

શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

## બાલકને હાલરડું.

( મેમાનો ઓ વ્હાલાં પુનઃ પધારજો—એ રાગ )

પોઢો મ્હારા, વ્હાલા પુત્ર પારણે,
પોઢાડે છે, ત્હારી વ્હાલી માતજો;
સુખડનું સુવાસિત, ત્હારૂં પારણું,
ઉપર બેઠાં, ચકલી, ને વળી મોરજોઃ પોઢો–માર
ખાદીની ઝોળી, ને દોરી સુતની,
પરદેશી કાપડ, નો કરજો ત્યાગજો;
સ્વાનંદેથી, મસ્ત થઈ રમજો સદા,
લેજો રૂડી, રાષ્ટ્ર જીવનની લ્હાણુંજોઃ પોઢો–માર
જન્મ ભૂમીની, વિજય ધ્વજા ફરકાવવા,
અર્પણ કરજે, બંધુ તારી જાતજો;
દેશ તણાં તો, કષ્ટ બધાં ઉદારતાં,
ઈશ્વર કરશે એમાં. તુજને સ્હાયજોઃ પોઢો–મા
ભલા ભલા આવીને, પાછા પરવર્યા,
ન રહ્યું એનું, નામ અને નિશાનજો;
જીવ્યો જગમાં બંધુ, તેને જાણજે,
જ્વલંત કીર્તિથી, રાખ્યું જેણે નામજો પોઢો–મા
દરદ જનેતાનું દિલમાં, જાણી અને,
સપુત થઇને, સોંપો માને શિર્ષ જો;
પ્રભુ ચરણ માં, પોઢો મ્હારાં બાલુડાં,
આશિષ દે છે, ત્હારી વ્હાલી માત જોઃ પોઢો–મા
સ્વરાજ અમૃત, સ્ત્રોત વહે સર્વાંગમાં,
જીવંતાં આ, હિંદ બધું હરખાય જો;
જન્મભૂમી ને, કાજે જીવન હોમજે,
ઇચ્છે એવું અંતરથી તુજ માતજોઃ પોઢો–મા

# સત્ય.

---

પિતાજી આ કોપ તમે શું કર્યો—એ રાગ.

સત્ય વિના કદી, તમે ના તરો,
કાર્યો બધાં શુભ વળી આદરો;
ખરા સત્ય પંથને, ચિત્તે ધરીઃ
ઉચ્ચારો સુખેથી સ્વરાજ ધ્વનિ૦

સત્ય સહુ ધર્મનું, મૂળ ખરે,
સત્ય વિના, જય નથી રે આખરે;
મહા રત્ન, સત્યને જાણો સહીઃ
ઉચ્ચારો સુખેથી સ્વરાજ ધ્વનિ૦

સત્યાગ્રહી, બંધુઓ, શૌર્ય ધરો,
કીર્તિ બહુ પામી, જગે વિચરો;
વિજય દેવી સત્ય પણાને વરીઃ
ઉચ્ચારો સુખેથી સ્વરાજ ધ્વનિ૦

કીધી હતી લડત, ગાંધીએ ખરી,
આફ્રીકામાં સત્યનો, પંથ ધરી;
પ્રભુજીએ વીજય ની, માળા ધરીઃ
ઉચ્ચારો સુખેથી સ્વરાજ ધ્વનિ૦

સત્યાગ્રહી વીરનર, એ ગાંધી ખરા,
શસ્ત્ર સામે, સત્ય પણેથી લડયા;
અજબ શક્તિ મંત્ર બતાવ્યો ફરીઃ
ઉચ્ચારો સુખેથી સ્વરાજ ધ્વનિ૦

સત્ય માટે દુઃખો, ઘણાંજ સહયાં,
વળી જેલ, સત્યને કાજ ગયા;
ડગ્યા નહિં, દારૂણ દુઃખો થકીઃ
ઉચ્ચારો મુખેથી સ્વરાજ

સત્યવાદી હરીશ્ચંદ્ર, રાય ખરા,
છોડી રાજ પાટ, તે વન્ન ગયા;
વિશ્વામિત્રે કસોટી, તેની કરીઃ
ઉચ્ચારો મુખેથી સ્વરાજ

સત્ય માટે પત્નિ, ને મારતાં રે,
ડગ્યા નહિં સત્ય, વચનથી ખરેઃ
પ્રભુજી એ, તેમ ની, વ્હાર કરીઃ
ઉચ્ચારો મુખેથી સ્વરાજ

સત્ય પાસે કૌરવ, બળ તો નમ્યું,
પ્રભુજીને સત્યનું, સ્થાન ગમ્યું;
હાંકયો રથ સારથી, પોતે થઇઃ
ઉચ્ચારો મુખેથી સ્વરાજ

ધર્મયુદ્ધ યુધિષ્ઠિરે, જ્યારે કર્યું,
સત્ય પંથે ધર્મનું, ધ્યાન ધર્યું;
થયા સાહ્ય, તેમને શ્રી મુરારીઃ
ઉચ્ચારો મુખેથી સ્વરાજ

દૈવી બળ સત્ય, પણાંનું ખરૂં,
નથી બીજું સત્ય, સમાન અણું;
દિવ્ય જ્યોતિ, સત્ય પણાંની ખરીઃ
ઉચ્ચારો મુખેથી સ્વરાજ

સત્યાગ્રહી શ્રીરામ, વન ગયા,
પત્નિ સાથે દુઃખો, ઘણાંજ સહયાં;
વિજય પામ્યા, રાવણ રાજ્ય હરીઃ
ઉચ્ચારો મુખેથી સ્વરાજ ધ્વનિ૦

સત્ય સામે, રાવણ રાજ્ય ગયું,
અસત્યનું છાબડું, ઉંચું ગયું;
રોળાયો છે, રાવણ યુધ્ધે ચડીઃ
ઉચ્ચારો મુખેથી સ્વરાજ ધ્વનિ૦

સત્યથી શૂરો, ઇંદ્રજીત હણ્યો,
સત્ય માર્ગ, લક્ષ્મણે શ્રેષ્ઠ ગણ્યો;
જીત્યા ઇંદ્રજીત, ને સત્યે કરીઃ
ઉચ્ચારો મુખેથી સ્વરાજ ધ્વનિ૦

બંધુ બ્હેની સત્યના, યુધ્ધે ચડો,
બાપુજીના બોલ, ને ઊરે ધરો;
ખપી જાઓ સત્યના યજ્ઞ મહિંઃ
ઉચ્ચારો મુખેથી સ્વરાજ ધ્વનિ૦



॥ ૐ ॥

શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !

## દારૂ તાડીનો ત્યાગ.

——:o:——

નહિં કરજો, નહિં કરજો, દારૂ તાડીનો સંગ તમે નહિ કરજો:
નહિં ધરજો, નહિં ધરજો, હાથ વિષ હળાહળ નહિ ધરજો

એનાં મુળ ઝેરી, બહુ ઉંડાં છે,
એ નર્ક થકી, પણ ભૂંડાં છે;
એ લોહી પરૂનાં, કુંડા છે:
એ મૃત્યુના, મુખની જ્વાળા છે,
વળી શત્રુએ, હાથમાં ઝાલ્યા છે;
એ તો બંધુના લોહીના, પ્યાલા છે.
બળ બુધ્ધીને એ, હરનારાં છે,
પાયમાલી અરે, કરનારાં છે;
થઇ કાળ જીવન, હરનારાં છે:
ભૂખ ભેગાં, આપણને કીધાં છે,
વિદેશીએ નાણાં, લીધાં છે;
ત્રીશ કોટીના, કાંકરા કીધા છે.
કલેશ કુસંપ, એણે કીધો છે,
સુખી જીવન નો, આનંદ લીધો છે;
રૂડા ચૈતન્ય રસને, પીધો છે:
સૌ વ્યસન, મહિં સપડાયા છે,
અજ્ઞાન મહિં, અથડાયા છે;
ભૂલી ભાન અને, ભરમાયા છે:
ધ્વંસ માનવતા, નો કરનારાં છે,
પ્રાણ દારૂ તાડી, હરનારાં છે;
ઝેર જીવન માં, ભરનારાં છે:

વંદેમાતરમ.

# મોહનની બંસી.

—:o:—

સાબરમતીને તીરે, મોહન બંસી બાજી,
સ્વતંત્રતાને સાધી, સત્યવૃતની સમાધી;
અહિંસા નો માર્ગ, ધ ર તીઃ મોહન બંસી૦

ચક્ર સુદર્શન એવું, છે કામધેનુ જેવું;
કહે પૂ કારી ગાંધી — મોહન બંસી૦

સધવાનો શણગાર, વિધવાનો છે આધાર;
સાચે એ મંત્ર દૈવી — મોહન બંસી૦

ગુણ ગાંધીજીના ગાતાં, સૌજન પવિત્ર થાતાં;
પ્રભુ વ્હારે ચડજે તેનીઃ મોહન બંસી૦

કર્યા પ્રયત્ન જે, જે, કરજે સફળ સૌતે, તે;
વિ ન તિ ક રે છે બા ળીઃ મોહન બંસી૦

દુ:ખીઆ તણો વિસામો, સુખ શાંતિ આપનારો;
એ રેં ટી ઓ પ્ર તા પીઃ મોહન બંસી૦

જય જય સ્વદેશ પદ્ધતી, જય જય સ્વરાજ પદ્ધતી;
અ મૃ ત મુ ખે થી ઝ ર તીઃ મોહન બંસી૦

બજાવે બાપુ ગાંધી. ઝીલે છે હિંદ વાસી;
એ વિ જ ય મા ળ ધ ર તીઃ મોહન બંસીઃ૦

॥ ૐ ॥

શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

## અહિંસા.

### રઘુપતી રામ હૃદયમાં રહેજોરે એ રાગ.

અહિંસાનો ધર્મ, તમે સહુ પાળો રે;
કરે ગાંધીજી; નિત્ય પો કાર રે:
અહિંસાનો, વિજયધ્વજ ઝાલો રે;
ગણો સ્વદેશી, ધર્મને લ્હા લોઃ અહિંસાનો

માતૃભૂમી ની, સેવના કરજો રે,
રૂડો સત્યનો, મારગ ધરજો રે;
દ્વેષ ભાવ સદા, પરહરજોઃ અહિંસાનો

કષ્ટ રંક જનોને, ન આપો રે,
રંકનું સ્થાન; હૃદયમાં સ્થાપોરે;
એની સેવા કાજે, પ્રાણ આપોઃ અહિંસાનો
મારી કષ્ટ કોને; નવ દેજો રે,
પરહીત કરી, યશ લેજો રે:
ધર્મ માટે, બળીદાન દેજોઃ અહિંસાનો૦
સમદૃષ્ટી તમે, સદા રાખો રે,
ખોટાં વેણ મુખે, નવ ભાખોરે;
સ્વરાજના અમૃત, ચાખોઃ અહિંસાનો
દેશ હિતનાં કામો, કરજો રે,
ગુલામીનો સાગર, તરજો રે;
રાષ્ટ્ર ધ્વજ રૂડો, હાથમાં ધરજોઃ અહિંસાનો
માળા સ્વતંત્રતાની, ધરજો રે,
ઐક્યતા ના, મંત્રો મુખે, ધરજો રે;
જયકાર સ્વરાજ, નો કરજોઃ અહિંસાનો

વંદેમાતરમ્.

એણે હત્યાકાંડ, બહુ આદર્યા રે;
મારી પડતાની, ઉપર લાતઃ સહકાર૦

ગૌ માત, ગરીબડી આપણી રે;
એ તો, કારખાને કપાયઃ સહકાર૦

શ્વાસ રૂંધ્યા, એણે સૌ જન તણારે,
આખો દેશ કર્યો, વેરાન; સહકાર૦

એક બાપુએ, બતાવ્યો રેંટીઓ રે
એણે રાખી છે, હિંદની લાજ સહકાર૦

અમે વિજય ધ્વજ, ફરકાવશું રે
કરશું ગોરાને, દરીઆ પાર. સહકાર૦

પૂર્ણ સ્વરાજ મંત્રને, સાધશું રે
કરી દેહ બધી, કુરબાન. સહકાર૦





॥ ૐ ॥

શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

## ( સરકારી હકુમત, શું કરે. )

——:0:——

સરકારી હકુમત, શું કરે રે;
અમે મરવા થયાં, તૈયારઃ—સરકારી હકુમત૦
ભલે ગોળી ચલાવે, એની ફારમીરે;
અ મે ઝી લ વા ને, તૈયારઃ—સરકારી હકુમત૦
અમલદારો અમારા, કાળ છેરે;
અમેં માથાં ધર્યાં, એની પાસઃ—સરકારી હકુમત૦
અમે મરશું ને, માતને જીવાડશું રે;
એને માટે દેશું અમે, પ્રાણઃ—સરકારી હકુમત૦
અમે ઐક્યતાથી, યજ્ઞ રૂડો આદર્યો રે;
જેમાં હોમાયાં, ભારત વાનઃ—સરકારી હકુમત૦
અમે આઝાદી, કેરે આંગણે રે;
ઉભાં મૃત્યુનાં, મુખની માંહીઃ—સરકારી હકુમત૦
રૂડા સ્વરાજ, ધ્વજને સ્થાપવારે;
અમે સોંપ્યાં અમારાં, શરીરઃ—સરકારી હકુમત૦
ભેળવાશું નહિ, સરકારથી રે;
શિર્ષ સાટે લેશું, સ્વરાજઃ—સરકારી હકુમત૦
મરી ફીટી સ્વાધીન તાને, સાધશું રે;
ભલે માથું ને ધડ, જુદાં થાયઃ—સરકારી હકુમત૦
આત્મ શક્તિથી, સ્વરાજ આણશું રે;
પ્રભુ પંથે, અમારાં વ્હાણઃ—સરકારી હકુમત૦

ઇ ન ક્રી લા બ ઝીં દા બા દ.

## મૃત્યુની આકાંક્ષા.

---

અમે ડરતાં નથી, હવે કોઇથી રે; એ રાગ.

અમે મરવાને માટ, યુદ્ધે ચડયાં રે:
પછી શું કરશે, હથીઆરઃ અમે૦

ગુરૂ ગાંધીએ મંત્ર, જે શીખવ્યો રે:
તેથી દૂર થયું, અજ્ઞાનઃ અમે૦

મોહ માયાથી, મુક્ત એણે કર્યાં રે:
દીધાં જ્ઞાન સુધારસ, દાનઃ અમે૦

અમે ભવાટવી માં, ભૂલાં પડયાં રે:
વળી ભૂલ્યાં છે, સાચો માર્ગઃ અમે૦

ગુરૂ ગાંધી એ, માર્ગ બતાવીઓ રે:
અહિંસાથી આણુ જો, સ્વરાજઃ અમે૦

અમે લોહીના દાન, હવે આપશું રે:
થશું મૃત્યુ તણાં, મેમાનઃ અમે૦

બૉંબ બંદુક એના, બુઠ્ઠાં થયાં રે:
એની બુદ્ધિ થઈ, કમ જોરઃ અમે૦

એ તોપ અમારો, રેંટીઓ રે:
જેમાં સ્વતંત્રતાના, તારઃ અમે૦

એ તાર છે ગોળા; તોપના રે;
જેથી હારી જશે, સરકારઃ અમે૦

એ તાર ગુલામી, ને તોડશે રે:
ખોલી દેશે, સ્વતંત્રતાના દ્વારઃ અમે૦

તોપ ગોળા ભલે, એના વાપરે રેઃ
અમે કાયા કરી, કુરબાનઃ અમે૦

શિર શ્રીફળ પેર, ખેલાવશું રે;
મુક્તિ મૈયાને, આપવા ભોગઃ અમે૦

માના યજ્ઞ તણી, વેદી પરે રે;
હોમી દેશું અમારી, જાતઃ અમે૦

કાંતો સ્વરાજ, લઇને જીવશું રે;
વા ખપી જશું, દેશ કાજઃ અમે૦



વંદેમાતરમ.

# સાચો સેવક.

——:o:——

હિંદ તણું ઝવાહીર, અનુપમ, સાચો સેવક, ગાંધી છે;
શૌર્ય સમારંભ, સ્મારક રૂપે, દેશનું ઓજસ્ ગાંધી છે:

દેશના દુઃખને, દિલે ધરીને;
સોપાયા એનાં, પ્રાણઃ અનુપમ૦
નાગાં ભૂખ્યાં ને, ખાતર એણે;
અંગે ધર્યો છે, લંગોટ: અનુપમ૦
મીઠાંના કાયદાને, મનમાં ગણીને;
છોડયા છે, આશ્રમ વાસઃ અનુપમ૦
કેણ બાપુજીએ, મોકલ્યા તેઓ;
કોઈએ ન દીધા, કાનઃ અનુપમ૦
સ્વરાજ વિના ના, પાછા ન ફરવા;
લીધાં છે, એણે નિમઃ અનુપમ૦
આફ્રીકામાં લડત, કરી ત્યારે:
કેવળ સત્ય, આધારઃ અનુપમ૦
શત્રુની સામે, ઝુઝયા છે એકલાં;
ઈશ્વર પર, ઈતબારઃ અનુપમ૦
વિજય દેવીએ, ત્યાં તો માળા ધરી;
કર્યો બાપુનો, જયજયકાર અનુપમ૦
પાશવતાને, પરજાળવાને;
કદમ લડે, અવતારઃ અનુપમ૦
સરકારનો નાશ, સત્વર કરવા;
ટગર્તા જદે, રામ-રૂપઃ અનુપમ૦

વીરકુલ વીર, હનુમાન જેવા;
બાપુજીને, કરે સાહ્ય: અનુપમ૦
સ્વરાજ ગઢને, જીતવા કાજે;
વલ્લભ ભાઈની, વ્હાર: અનુપમ૦
સીતા સમી, હિંદમાત બચાવવા;
સૈન્ય કર્યું, તૈયાર: અનુપમ૦
રાવણુ રાજ્યનો, નાશ કરીને;
સત્વર લાવે, સ્વરાજ: અનુપમ૦
અમર વાણી એના, મુખથી ઝરતાં;
ભીંજાયાં, ભારતવાન: અનુપમ૦
પરમ યોગીના, દર્શન કરતાં;
દૂર થયા, અજ્ઞાન: અનુપમ૦
બાપુને પગલે, જો કોઈ ચાલે;
તો સફળ થશે, અવતાર: અનુપમ૦
દુ:ખ દાવાનળ, દૂર થશે ને;
તરી જશે, ભવપાર: અનુપમ૦







॥ ૐ ॥

શાંતિ! શાંતિ!! શાંતિ!!!

# નોકરી નહિં કરીએ.

( નહિં રખની સરકાર ઝાલીમ નહિં રખની )

નહિં કરીએ, નહિં કરીએ, સરકારી નોકરી નહિં: કરીએ૦
હિંદમાતના શૂરા પુત્રો, વિણુ વાંકે પૂર્યા જેલ: નોકરી૦
અમૃતસરમાં જલીઆં બાગે, કતલ ચલાવી ખૂબ: નોકરી૦
વિણુ અપરાધી બંધુના કંઇ, છેદી નાખ્યાં શિર્ષ: નોકરી૦
રક્ત તણી ત્યાં નિકો ચાલી, ડાયરે વાળ્યોદાટ: નોકરી૦
પતિવૃતાનું સાચું નાણું, શિયળ તણો શણગાર: નોકરી૦
સહી શીરોમણી બ્હેનો સાચી, લુંટી તેની લાજ: નોકરી૦
સત્યાગ્રહીના સ્થંભો સાચા, ઇશ્વરનો અવતાર: નોકરી૦
ગાંધીજીને નહેરૂ જેવા, પુરી દીધા જેલ: નોકરી૦
ધરાસણાની ધરા ઉપર તો, કૈંક લીધાં બળીદાન: નોકરી૦
લાઠીરાજે કેર કર્યોને, ઝુડયાં ઢોર સમાન: નોકરી૦
રક્ત મહિં રસ્તા રંગાયા, બંધુના લઇ પ્રાણ: નોકરી૦
દેશ તણા તો સાચા હીરા, દેવ તણા અવતાર: નોકરી૦
પંજાબી એ સિંહ કેસરી, હિંદિઓના પ્રાણ: નોકરી૦
સાયમન સામે, વીર થયા ત્યાં લીધા એના પ્રાણ: નોકરી૦
સુભાષ બોઝને દંડા માર્યા, કયમ હિંદ સહે અપમાન: નોકરી૦
પેશાવરમાં ગોળી ચલાવી, કર્યાં લોહીના પાન: નોકરી૦
જતીનદાસને ભૂખ્યા મારી, નિચોવ્યાં છે હાડ: નોકરી૦
રીબાવી રીબાવી માર્યા, વર્ત્યો હા હા કાર: નોકરી૦
ગુલામ દેશને સ્વાધીન કરવા, અર્પીશું અમ જાત: નોકરી૦
દેશ યજ્ઞમાં હોમાઇને, થઇ જશું અમ ખાખ: નોકરી૦

ઇંનકીલાબ ઝીંદાબાદ.

## કાયદા તોડજો.

———:o:———

સરકારના કાયદા, તોડજો રે-તમે; (૨)
તમે ગુલામી શિર નહિં, વોરજો રેઃ તમે૦

પ્રખર તાપમાં, દેવીને રાખતાં;
ડર્યો નહિં, દિલમાં જરી રેઃ તમે૦

ભૂખ્યાં ને તરસ્યાં, ચૌદ કલાક લગી;
કેદ કર્યાં છે, ઘેરો કરી રેઃ તમે૦

વિઠ્ઠલ સુગ્રીવ ને, વલ્લભ હનુમાન છે;
ગાંધીજી રામ, સ્વરૂપ છે રેઃ તમે૦

વલ્લભ વિઠ્ઠલ ને, ગાંધીની ત્રીપુટીનો;
ગુજરાતને, પડકાર છે રેઃ તમે૦

દેશની રાંકડી, રૈયત રીબાવવા;
મીઠા પર, મહેસુલ નખાય છેરેઃ તમે૦

અર્વિન ભાઇ તો, ગર્વે ભરાયા;
ગોળી બધે વપરાય, છે રેઃ તમે૦

અમલદારોની હવે, ઘડીઓ ભરાણી;
મૃત્યુના શ્વાસ, છેલ્લા ખપ્ય છે રેઃ તમે૦

સરકારના પાપનો, ઘડો ભરાણો;
ફુટતાં હવે શું, વાર છે રેઃ તમે૦

સીતા સ્વરૂપ છે, દેવી સરોજની;
રાવણ રાજ્ય હવે, જાય છે રેઃ તમે૦

પેશાવરમાં, ગોળી, ચલાવી;
બંધુના લોહી પી, જાય છે રેઃ તમે૦

તરસ્યા બંધુઓ ને, વીરમ ગામમાં:
પાણી દેવાને, બ્હેનો જાય છે: તમે૦

પાપી સરકારે પોતે, પંથે ચલાવ્યો;
બ્હેનો ને શું ગણાવાય, છે રે: તમે૦

બ્હેનોની ઉપર, ઘોડા ચલાવ્યા;
કેર કાળો, વર્તાય છે રે: તમે૦

ભારત માના, સાચા પુત્રો ને;
જેલમાં ઘસડી, જાય છે રે: તમે૦

છાપ ખાનના પેલા, કાળા કાયદાથી;
સાચી કલમ બંધ, થાય છે રે: તમે૦

સોલાપુરમાં, ગાંધી કેપ માટે;
સરકાર બહુ, ગભરાય છે રે: તમે૦

સત્યાગ્રહીના, સૈનિક જોઈને;
રામ એના, રમી જાય છે રે: તમે૦

રાવણુ વેષ ધારી, ખોટા સાધુનો;
નાશ કરવાને, સહુ ધાય છે રે: તમે૦

આપણાં બાપુને, જેલમાં પુરતાં;
સરકારનું નાક, કપાય છે રે: તમે૦

વિજય દેવી આજે, માળા ધરીને;
બાપુ સમક્ષ ખડી, થાય છે રે: તમે૦

દમન નીતિનો, જવાબ વાળવા;
શ્રી "કૃપણ" વ્હારે, ધાય છે રે: તમે૦

વંદેમાતરમ્.

## હવે તો જાગો.

### સૌ ચલો જીતવા જંગ એ રાગ.

સહુ ભારતના ભડવીર, હવે તો જાગો,
એ પરદેશી નો, મોહ સત્વર ત્યાગો;
શું કરી શકે સમશેર, આત્મબળ આગે,
એ પાશવતાના, રાજ્ય પડી સૌ ભાંગે:
જ્યાં મૃત્યુના, મુખ માંહી ઉભા ભડવીરો,
સૌ સ્વદેશ કેરે કાજ, સમર્પી શિરો;
હવે ધર્મયુદ્ધની માંહી, તમે ઝંપલાવો,
સૌ હિંદિજનનું નામ, આજ શોભાવો:
એ પુણ્ય દિવસ છે, પાસ તમે સૌ જાણો,
નિજ ભારત માના, દર્દ દિલમાં જાણો;
આરંભ્યો આજે યજ્ઞ, સિદ્ધિને માટે,
સૌ બંધુ થજો તૈયાર, મરણને માટે:
દિલ દેશની ધારી, દાઝ, બંધવા દોડો,
એ શાહીવાદના સર્વ, કાયદા તોડો;
શું મૃદુલ મીઠો ઝણુકાર, ચોય દશ વાજે,
વીર બાપુનો પડકાર, ગગનમાં ગાજે:
એ સુત્તર છે, સમશેર, આપણી આજે,
એ સુત્તરનો જયકાર, ગગનમાં ગાજે;
દુંદુભી દેવના આજ, વ્યોમમાં વાજે,
બાપુજી કેરાં રાજ્ય, હિંદમાં ગાજે:



ઈનકીલાબ ઝીંદાબાદ.

# બાપુની કુચ.

—:o—

અમે ડરતા નથી હવે કોઈથી—એ રાગ.

બાપુ ગાંધીનું સૈન્ય, રણે સંચર્યું રે;
સાથે સત્યાગ્રહીઓની, સાહય. બાપુ૦

ત્રીજો મહીનો ને તારીખ, બારમી રે,
પુણ્ય દિવસ પ્રભાત, બુધવાર: બાપુ૦

એ તો મુક્તિ માને, મળવા ગયા રે,
શિર્ષ સોંપીને લેવા. સ્વરાજ: બાપુ૦

મૂર્તીમંત મહંત, શ્રી કૃષ્ણ શા રે;
તપ પાસે નમે, ત્રીલોક. બાપુ૦

એણે તેંત્રીશ કોટીના, દિલ પારખ્યાંરે;
દેશ દાઝે દહે, એની દેહ. બાપુ૦

ધર્મ યુધ્ધના મોરચા, માંડતાં રે;
જીવન મરણ મધ્યે, એના પ્રાણ: બાપુ૦

એને જોવા મહાસાગર, ઉલટયો રે;
એના દર્શન થી, થાવા કૃતાર્થ: બાપુ૦

પરમ પંથે એણે, પગલાં ભર્યાં રે;
એ તો હિંદનો તારણ, હાર: બાપુ૦

સાચો માર્ગ, બાપુજી એ શીખવ્યો રે,
અહિંસાથી લેવા, સ્વરાજઃ બાપુ૦

તમે મરજો પણ, મારશો ના કદી રે;
લોહી રેડી થજો, ભાગ્યવાનઃ બાપુ૦

ધન્ય સાબરમતીના, સંતને રે;
જેણે હિંદનું રાખ્યું, નામઃ બાપુ૦

શસ્ત્ર દૈવી ધર્યાં, એણે હાથમાં રે;
દેશ નૌકા, ઉતારવા પારઃ બાપુ૦

એણે વિજય ધ્વજાને, સ્થાપવા રે;
હોમી દીધી છે, એમની કાયઃ બાપુ૦



ॐ

શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

# ગુરૂ ગાંધી.

——:※:——

જનનીની જોડ સખી નહિ જડેરે એ રાગ.

બાપુ ગાંધી સમાન ગુરૂ, નહિં જડે રે લોલ;
ફરી વળો ભલે, ચારે દેશ જોઃ બાપુ-ગાંધી૦

પ્રેમ રસથી ભરેલ એની, આંખડી રે લોલ;
જેમાં વરસે છે, અમૃત ધાર જોઃ બાપુ-ગાંધી૦

સુકાં કાષ્ટ સમાન, એની દેહ છે રે લોલ;
માંહી જીવ છે, મહા બળવાન જોઃ બાપુ-ગાંધી૦

યોગ શક્તિ એની અમાપ છે રે લોલ;
રાજ શક્તિના શા, પછી ભાર જોઃ બાપુ-ગાંધી૦

દીધો ચક્ર સુદર્શન, રેંટીઓ રે લોલ;
રૂડા ભારતની, રાખવા લાજ જોઃ બાપુ-ગાંધી૦

અંત ચક્ર તણો, આવે નહિં રે લોલ;
એનો મહીમા છે, અપરં પાર જોઃ બાપુ-ગાંધી૦

એથી સ્વરાજ, મંદીર પહોચશું રે લોલ;
ગુલામી તિમિર, ટળી જાય જોઃ બાપુ-ગાંધી૦

એ અગ્નિ વર્ષાવં તો, રેંટીઓરે લોલ;
બાળી દેશે, સત્તાના રાજ જોઃ બાપુ-ગાંધી૦

બ્રીટીશ નાવનો, અંત એ લાવશે રે લોલ;
સામું ધર્યું, સુદર્શન ચક્ર જો: બાપુ–ગાંધી૦

ઝેરી વાયુ ફેલાવ્યો, એવો રેંટીએ રે લોલ;
જેથી ભાંગ્યાં, સત્તાના રાજ્ય જો: બાપુ–ગાંધી૦

નાશ કરવા માટે, સરકારનો રે લોલ;
ડગ ભર્યાં છે, ઈશ્વર આધાર જો: બાપુ–ગાંધી૦

એના પાપના, પડદા ખોલતાં રે લોલ;
કીધાં જાગૃત, ભારત વાન જો: બાપુ–ગાંધી૦




માહાત્મા ગાંધીજી કી જય.

ઇનકીલાબ ઝીંદાબાદ.

## સાબ્રમતીનો સાચો સેવક.

**પ્રેમાનો એ વ્હાલાં પુનઃ પધારજો એ રાગ.**

સાબ્રમતીના, સાચા સેવક ગાંધીએ,
વીર હાકથી કીધો, ત્યાં પડકાર જો;
ગાઢ તિમિરમાં, જનતા ગોથાં ખાય છે,
જગાડવાને, જાગ્યો ત્યાં ભડવીર જો: સાબ્રમતીના
સ્વાધીનતાના, સૂત્રો એણે શીખવ્યા,
સ્વરાજ માટે, ખુલ્લાં કીધાં દ્વાર જો;
સ્વદેશ કાજે, વેશ ધર્યો સાધુ તણો,
કાર્ય સાધવા, ઊંડી અંતર દાઝ જો: સાબ્રમતીના
રંક રાષ્ટ્રની હાલત, હૈયે ધારીને,
છોડી દીધા, આશ્રમ કેરા વાસ જો;
દુઃખીઆં હિંદિઓની, દાઝ દિલે ધરી,
આરમી ને બુધ, વારે કીધી કુચ જો: સાબ્રમતીના
આઝાદીને પંથે, પગલાં માંડતાં,
અહિંસાનો, આપી ગયા ઉપદેશ જો;
રામ રાજ્યનું સ્થાપન, તો કરતાં લગી,
પાછા નહિં ફરવાના, લીધાં નીમ જો: સાબ્રમતીના
દેશ તણું, અજ્ઞાન તિમિર, વિદારતાં,
જ્ઞાન સુધારસ અમૃત, પાયું આજ જો;
નિરાશામાં હિંદ બધું, રીબાય ત્યાં,
નવજીવન આપીને, ઝાલી બાંહ્ય જો: સાબ્રમતીના
પ્રેમ શૌર્ય ને સૌમ્ય, પણાના પાઠને,
શીખવંત સાચો, બાપુજી સરદાર જો;
સ્વરાજ અમૃત સ્વાદ, ચખાડ્યો સર્વને,
સ્થાપન કરવા, સ્વતંત્રતાના રાજ્ય જો: સાબ્રમતીના

શાંતિ! શાંતિ!! શાંતિ!!!

## વ્હાલો રેંટીઓ.

---

એ તારનારો રંક જનનો, વ્હાલો મ્હારો રેંટીઓ;
વળી પ્રિય બહુ છે બાપુજીને, એ અમારો રેંટીઓઃ
દારિદ્રને દળનાર એવો, વ્હાલો મ્હારો રેંટીઓ;
પ્રેરણા મૂર્તી સમાણો, એ અમારો રેંટીઓઃ
શુભ્ર તારે શોભતો એ, વ્હાલો મારો રેંટીઓ;
દિવ્ય ઑજસથી, ભરેલો એ અમારો રેંટીઓઃ
કલ્પતરૂને, કામધેનુ, વ્હાલો મારો રેંટીઓ;
સૌભાગ્ય ભારત વર્ષ કેરૂં, એ અમારો રેંટીઓઃ
સિદ્ધિ દાયક શાંન્તિ દાયક, વ્હાલો મારો રેંટીઓ;
ચક્ર સુદર્શન હાથ લાગ્યું, ગાંધીજીને ભાગ્યથી;
ચારિત્ર સૌના શુદ્ધ કરતો, વ્હાલો મારો રેંટીઓઃ
સધવા તણા સદગુણ વધારે, એ અમારો રેંટીઓ;
વિધવા ને આશીષ રૂપ, એ છે વ્હાલો મારો રેંટીઓઃ
પ્રેમ શૌર્ય શોભીત, અંકીત એ અમારો રેંટીઓ;
બંદુક ગોળી બાણ જેવો, વ્હાલો મારો રેંટીઓ;
નમાવશે સરકારને, સૌદામ્ય રૂપે રેંટીઓઃ



વંદેમાતરમ.

## જુલ્મથી ડરતાં નથી.

અમે ડરતાં નથી હવે કોઇથી રે એ રાગ.

અમે ડરતાં નથી હવે, જુલ્મથી રે;
ભલે તૂટી પડે, માથે આભઃ અમે૦
એવા પાટા બાંધ્યા, એણે આંખને રે;
છતી આંખે કર્યાં, જાણે અંધઃ અમે૦
એણે શ્વાસ રૂંધ્યા સૌ જન તણા રે;
વળી રૂંધ્યા છે, આપણા પ્રાણઃ અમે૦
એણે પાળ્યાં પશુની, જેમ રાખીઆં રે;
શસ્ત્ર ખેંચી, કર્યાં બળહીનઃ અમે૦
દેશ નિર્બળ, ને નિર્ધન કર્યો રે;
ચૂસી તત્વ કર્યાં, નિર્જીવઃ અમે૦
હેવાન હવે, રહેવું નથી રે;
અમે સાચવશું, સ્વમાનઃ અમે૦
ભાલ તિલક કર્યાં, અમે રક્તનાં રે;
કર્યાં કેસરીઆં, દેશ માટઃ અમે૦
અપમાન વેઠી, જીવશું નહિં રે;
જાત કરશું અમે, કુરબાનઃ અમે૦
કાં તો સ્વતંત્ર થઇને, જીવશું રે;
વા છોડી દેશું, અમ પ્રાણઃ અમે૦
ઝંપલાવ્યું અમે, આજ યુધ્ધમાં રે;
રાખી રામ ઉપર, વિશ્વાસઃ અમે૦
સત્ય પંથે અમે, વ્હાણ હાંકશું રે;
પછી પ્રભુનું, ધાર્યું થાયઃ અમે૦
રાજ્ય પાશવતાના, ડોલાવશું રે;
ભલે ભાલાંના, વરસે મેહઃ અમે૦

શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

## લક્ષ્મીની લુટ.

---

જોને જાગી જીવન, વીતી જાય છે, એ રાગ.

જોને જાગીને આ, લક્ષ્મી લુંટી, જાય છે રે,
દારૂ તાડીથી, આ દેશ, ભીખારી થાય છે રે;

ગૌરવ તારૂં, ક્યાં છે આજે,
નિર્જિવ કીધાં છે, યમરાજે;
વ્યસન અગ્નિમાં, દાઝે,
કોણ બચાવશે, રે: જોને૦

વીરાંગનાઓ, ક્યાં છે આજે,
શસ્ત્ર તણા, શણગારો સાજે;
સમરાંગણ માં ગાજે,
બ્હેનો, આપણી રે: જોને૦

ક્યાં છે, ભીષ્મ સમા ભડવીરો,
પદ્મ સમા, ઉતારે શિરો;
ભારતના, રણધીરો,
આજે ક્યાં, ગયા રે: જોને૦

આગ બળે છે, હિંદુસ્તાને,
જંગ માંડ્યો, છે મેદાને;
કટોકટીને ટાંણે,
કેમ છુટી પડ્યા રે: જોને૦

ભારત ભય, હરતી મહાદેવી,
ઝાંસીની, મહારાણી જેવી;
ઝૂઝે જંગમાં, એવી,
આજે ક્યાં, મળે રે: જોને૦

ક્યાં છે અર્જુન, શારણધિરો,
ધર્મયુધ્ધમાં, સોંપ્યાં શિરો;
થતા ભસ્મિભૂત, વીરો,
આજે ક્યાં, ગયા રે: જોને૦

ઝેરી નાગની, જ્વાળ બળે છે,
વિધ્વંસ ભારત, વર્ષ કરે છે;
બંધુ કેમ, સહે છે,
પહેરી, ચુડીઓ રે: જોને૦

ધામ ધરા, ધન સર્વે લુટયાં,
હાથ તણાં, હથીઆરો ઝુંટયાં;
ગૌરવના, ગઢ લુટયાં,
એણે, આપણા રે: જોને૦

ભારતના સૌ, થરા જાગો,
ભીડ ભય, દેશ તણાં સૌ ભાંગો;
મોત તણો, ભય ભાંગો,
દેશ, બચાવવા રે: જોને૦



卐 ॥ ૐ ॥ 卐

શાંતિ! શાંતિ!! શાંતિ!!!

# જેલથી ડરતાં

---:o:---

અમે ડરતાં નથી હવે કોઈથી રે એ રાગ.

અમે ડરતાં નથી, હવે જેલથી રે;
ભલે વરતાવે, કાળો કેર: અમે૦

જેલ પ્રભુનું મંદીર, જાણુ શું રે;
વાસુદેવનું, વિશ્રામ સ્થાન: અમે૦

જ્યાં જન્મ થયો, શ્રી કૃષ્ણનો રે;
એતો પરમ પુનિત, એવું ધામ: અમે૦

જ્યાં સંત મહંત, વસ્યા બહુ રે;
એ તો, ગુલામી તરવાનું વ્હાણ: અમે૦

જેલ મહેલ, સુવર્ણ નો, જાણુશું રે;
એ તો, આઝાદી ને, આપનાર: અમે૦

જેલ સ્વાધીન, તાની કુંચી ખરીરે;
એથી સ્વરાજ, ના ઉઘડે, દ્વાર: અમે૦

ભલે સીતમ ગુજારે, બહુ કારમા રે;
સૌ સહેવા અમે, જાણુશું રે: અમે૦

સ્વમાનની ધ્વજા, જેલ જાણુશું રે;
નથી સ્હેવું, હવે અપમાન: અમે૦

જેલ અડસઠ, તીર્થ સમ જાણુશું રે;
જેથી હિંદને, મુક્ત કરાય અમે૦

ઘોષ ગાંધી, ઝીંન્દાબાદ ના કરી રે;
કરશું સ્વરાજનો, જયકાર: અમે૦

ઈનકીલાબ ઝીંદાબાદ.

# ઝવાહીરની આણ.

---

વીર ઝવાહીર કેરી, આણુ બધે વર્તાય છે, રે,
એ કર્મવીર ની કીર્તિ, સૌ જન ગાય છે, રે;

બહિષ્કારના, બ્યુગલ વાજે,
વિજય તણાં, વાજીંત્રો વાજે:
દુંદુભી દેવના, ગાજે: હિંદુસ્તાનમાં રે—વીર૦

જુવાન ઉભા, રણુમાં આગે,
દેશ દાઝ રગ, રગમાં જાગે;
સ્વરાજ ઘોષણા, વાગે: આજે દેશમાં રે૦

વીર ઝવાહીર, રાસ રચે છે,
સત્યાગ્રહીનું, સૈન્ય રચે છે;
હાથ વિજય, ધ્વજ લે છે: બંધુ આપણા રે૦

શત્રુ નાશના, પડઘમ વાગે,
જ્યોતિ ઝવાહીર, કેરી જાગે;
બ્રીટીશ, રાજને ભાંગે: હિંદિઓ બધા રે૦



વંદેમાતરમ.

# યજ્ઞ આરંભ્યો.

——:o:——

સીતા સ્વયંવર રચીઓરે, રાયે મંડળ રચીઓ; એ રાગ.

બાપુજી એ આજે, યજ્ઞ આરંભ્યો;
સરકારનો રથ, સ્થંભ્યો રે: આજે૦
યજ્ઞની વેદીની ઉપર આજે;
બળી દાનના, સુર ગાજે રે: આજે૦
સત્તાના દોર, ચૂરે ચુરા કરવા;
યુધ્ધે ચડ્યાં, સહુ મરવા રે: આજે૦
દેશના દર્દને, દિલમાં ધારી;
બાપુએ લીધી, ફકીરી રે: આજે૦
જલીઆંન વાલાના, જુલ્મ સંભારી;
બાપુને છુટી, કંપારી રે: આજે૦
બ્યુગલ બહિષ્કાર, ના બધે વાગ્યાં;
સરકારના રાજ્ય, ભાંગ્યા રે: આજે૦
હોમી દેશું, જંગમાં દેહ આજે;
દેશના સુખને, કાજે રે: આજે૦
સત્યાગ્રહી ઓના, સૈન્યને રચીઆં;
સત્યના શસ્ત્રને, સજીઆ રે: આજે૦
આલમ શાહ તો, ક્રોધે ભરાયો;
દંડા ચલાવવા, ધાયો રે: આજે૦
ધરાસણામાં કેર, ચલાવ્યો;
ને ઉખેડ્યો, રાજનો પાયો રે: આજે૦
મનમાં જાણી, એણે ઇશ્વર આજ્ઞા;
બાપુએ લીધી, પ્રતિજ્ઞા રે: આજે૦

સરકારનો નાશ, સત્વર કરવા;
રાવણ રાજ્ય, ને હરવા રે: આજે૦
અહિંસાના, હથીઆરને ઝાલ્યાં;
પ્રભુને પંથે, ચાલ્યા રે: આજે૦
કર્મયોગી જ્યાં, અમરવાણી બોલે;
ત્યાં બ્રહ્માંડ આખું, ડોલે રે: આજે૦
સ્વરાજ લેવાને, બાપુજી ધાયા;
જનતા એ પુષ્પે, વધાવ્યા રે: આજે૦
ઉછળ્યો માનવ સાગર, એને રે જોવા;
દર્શનથી પાપ, ધોવા રે: આજે૦
નીમ લીધાં, દેશ સ્વાધીન કરવા;
સ્વરાજ લઈને, મરવા રે: આજે૦
આત્મ શુદ્ધી બાપુએ, આજ કરવા;
પ્રાણ સમર્પણ, કરવા રે: આજે૦
યજ્ઞના કુંડની ચોદશ, આજે;
બ્યુગલ મૃત્યુના, વાગે રે: આજે૦
તન મનપણ ધન, અમે અર્પણ કરશું;
યજ્ઞને બત્રીસા ધરશું રે: આજે૦
દેવના દુંદુભી, વ્યોમમાં વાગ્યાં;
વિજય તણાં, વાગયાં વાજાં રે: આજે૦
પુષ્પની વૃષ્ટિ ત્યાં, દેવોએ કીધી;
જય જય ઘોષણાં, કીધી રે: આજે૦

॥ ૐ ॥

શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

# મહા રત્ન ઝવાહીર.



હિંદ તણું, મહા રત્ન અમુલખ;
સાચો વીર, ઝવાહીર છેઃ હિંદ તણું૦

કૃષ્ણ શા બાપુને, સ્હાયક થયો;
અર્જુન જેવો, ઝવાહીર છેઃ હિંદ તણું૦

મોહ નિદ્રામાંથી, જનતાને આજે,
જગાડનાર, ઝવાહીર ' છેઃ હિંદ તણું૦

નિરાશીઓને, આશા આપી;
એ તો જીવન દોરી, ઝવાહીર છેઃ હિંદ તણું૦

હિંદિવાનોનો, પ્રાણ પનોતો;
સપુત સ્માર્ત, ઝવાહીર છેઃ હિંદ તણું૦

પ્રેરણા મૂર્તી એ, દેશનો સાચો;
સત્યનો શોધક, ઝવાહીર છેઃ હિંદ તણું૦

યુવાન વર્ગનો, સાચો સ્હાયક;
જીવન શક્તિ, ઝવાહીર છેઃ હિંદ તણું૦

પાષાણ રૂપને, દેવ કરં તો;
કરૂણા નિધાન, ઝવાહીર છેઃ હિંદ તણું૦

દેશના નાવનો, પાર ઉતારક;
સુકાની સાચો, ઝવાહીર છેઃ હિંદ

તેત્રીશ કોટીનો, વિપત વિદારક;
હિંદનો પ્રાણ, જવાહીર છે: હિંદ તણું

રંક જનોનો, પાળક તારક;
બોધક બંધુ, જવાહીર છે: હિંદ તણું

દેશ દારિદ્રયમાં, ડુબતો દેખી;
ઝંપલાવનાર, જવાહીર છે: હિંદ તણું

રગ રગ માં, નવ ચેતન ભરતો;
એ મહા વીર, જવાહીર છે: હિંદ તણું

સિદ્ધિ દાયક, અને શક્તિ મંત્રનો;
શીખવંત સાચો, જવાહીર છે: હિંદ તણું

હનુમાન ને, સુગ્રીવ સમ શૂરો;
દેશનું દ્રવ્ય, જવાહીર છે: હિંદ તણું

આઝાદી રૂપી, સીતા શક્તિ;
પાછી લાવવા, વાળો જવાહીર છે: હિંદ તણું



ઈનકીલાબ ઝીંદાબાદ.

# અમે સરકારની સામે થયાં.

——:o:——

અમે ડરતાં નથી હવે કોઇથી રે એ રાગ.

અમે સરકારની, સામે થયાં રે;
શિર્ષ સાટે લડીશું, અમે આજઃ અમે૦

પરતંત્ર થઇને, જીવવું રે;
એથી બહેતર, મરવું આજઃ અમે૦

કરી કેસરીઆં, યજ્ઞ આદર્યો રે;
પૂરો કરવાની, અમને હામઃ અમે૦

અમે જાત, હોમી દેશું યજ્ઞમાં રે;
થઈ જાશું, બળીને ખાખઃ અમે૦

જવાળ ગુલામીની, નહિં સાંખશું રે;
ગુલામીથી, સળગે કાયઃ અમે૦

ભલે દંડા ચલાવે, દૈત્ય કારમાં રે;
તો એ પરવા, નથી લગારઃ અમે૦

એણે માનવતાની, માઝા મુકી રે;
એ તો બની ગયા, હેવાનઃ અમે૦

એવા સીતમ ગુજાર્યાં, એણે દેશમાંરે;
માર્યાં બ્હેનોને, લાઠીના મારઃ આમે૦

ઝેરી બાણુ છોડે, ભલે એવડાં રે;
અમે વિંધાશું, દેશને કાજઃ અમે—

રગ રગમાં ઉઠી, આજ વેદના રે;
એના જુલ્મ નો લેવા જવાબ: અમે૦

નિર્દોષ ઉપર, ગોળી વાપરી રે;
એવું લખવાને, ધ્રુજે છે હાથ: અમે૦

એ વર્ણવવા, જુલ્મો બધા રે;
કંપી ઉઠે છે, આપણી કાય: અમે૦

તોપ ગોળાથી, તાબે થશું નહિં રે;
ભલે ધાર્યું, હરીનું થાય: અમે૦

અહિં નિકો વહે છે, આજ રક્તની રે;
તેમાં બંધુને, બ્હેન તણાય: અમે૦

શિર્ષ શ્રીફળની જેમ, એણે ફોડીઆં રે;
જોનાર તો, તમ્મર ખાય: અમે૦

એવો ઢાંક પીછોડો, એણે નાખીઓ રે;
ઓળખાયા નહિં, કાળા નાગ: અમે૦

દૂધ પાઈ ઉછેર્યા, એને અમે રે;
એ અમને, કરડવાને ધાય: અમે૦

રૂડો રાષ્ટ્રીય. ધ્વજ ફરકાવશું રે;
સ્વરાજના, મંદીર માંહ્ય: અમે૦

રંગ લાગ્યો સ્વરાજ, ઘેર આણવા રે:
બીજી વાત સુઝે, નહિં કાંય: અમે૦

તેત્રીશ કોટી, મળીને મંત્ર બોલશું રે:
મુખે જય જય, હિંદુસ્તાન: અમે૦

વંદેમાતરમ.

## વિદ્યાર્થીને હાકલ

——:o:——

ભ્રમર તારી જાતમાં રે એ રાગ

મ્હારા બાપુજી એ, જંગ માંડીઓ રે;
તેમાં ઝૂઝયાં છે, ભારતવાન બાપુએ૦

વિદ્યાર્થીને હાકલ, જ્યાં પડી રે;
ત્યાં તો છોડી, દીધા અભ્યાસઃ બાપુએ૦

મીંઢોળ ભર્યા, કેક ચાલીઆ રે,
વીર ઉઠ્યા, પરણતા કેકઃ બાપુએ૦

પેર્યાં પાનેતર, ઉતરાવીઆં રે;
ઝંપલાવવા, જુધ્ધની માંહીં બાપુએ૦

વરઘોડેથી, વરરાજા વળ્યા રે;
કર્યાં તિલક, રક્તના ભાલ બાપુએ૦

એણે હાથના, શ્રીફળ ફેંડીઆં રે;
વળી તોડ્યા છે, તોરાને હારઃ બાપુએ૦

મારી કુદકો ઘોડેથી, ઉતર્યા રે;
આવી ઉભા છે, રણુ મેદાનઃ બાપુએ૦

પછી બેનીએ, કેસરીઆં કર્યાં રે;
ફેંકી દીધાં, પાનેતર દૂરઃ બાપુએ૦

ફુલહાર, ટોકેથી ફેંકીઓ રે;
તોડી નાખ્યા, હાથેથી મીંઢોળઃ

એણે સેંથો, પુર્યો આજ રક્તથી રે;
અહિંસાના, ધર્યાં હથીઆરઃ બાપુએ૦

એણે ફુલ ભર્યો, અંબોડા છોડીઓ રે;
છુટા મેલ્યા છે, પોતાના કેશઃ બાપુએ૦

જાલ્યું હાથમાં ત્રીશુળ, શોભતું રે;
જાણે જોગમાયા, નો વેશઃ બાપુએ૦

બેઉની આંખમાંથી, અગ્નિ ઝરે રે;
બાળી દીધાં, સત્તાના રાજ્યઃ બાપુએ૦

ચીતા ગણી, બન્ને એ માંડવો રે;
ગોળી ગણી, એણે વરમાળઃ બાપુએ૦

ગોળો તોપનો, પુલ દડો જાણીઓ રે;
જાણ્યો ફાંસીને, પુલનો હારઃ બાપુએ૦

એને ગુલામી, લાગી આકરી રે;
શિર્ષ સોંપ્યાં, સ્વદેશને આજઃ બાપુએ૦

એણે કાળને, દીધાં નોતરાં રે;
થાવા મૃત્યુ તણા, મેમાન બાપુએ૦

અહિંસા મંત્ર બાપુએ, શીખવ્યો રે;
ટાળ્યા ત્રિવિધ, કેરા તાપઃ બાપુએ૦

આત્મ શુદ્ધી માટે, તપ આદર્યાં રે;
યોગ સાધવા, કીધા અભ્યાસઃ બાપુએ૦

એને રગ રગ, વ્યાપી વેદના રે;
તેથી લીધા છે, કારમા ભેખઃ બાપુએ૦

એ તો ગુલામી, સાગર ઉતર્યા રે;
આવી ઉભા, સ્વરાજને દ્વારઃ બાપુએ૦

ત્યાં તો દેવનાં, દુદુંભી વાગીઆં રે;
વળી પુષ્પની, વૃષ્ટિ થાયઃ બાપુએ૦

વળી વિજય, નગારાં વાગીઆં રે;
કર્યો સ્વરાજનો, જયકારઃ બાપુએ૦

વંદેમાતરમના, સુર ગાજીઆ રે;
બોલે ગાંધીજી, ઝીંદાબાદઃ બાપુએ૦



॥ ૐ ॥

શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

# વિજય વાજાં વાગ્યા.

——:o:——

ભ્રમર તારી જાનમાં રે એ રાગ.

આજે વિજય તણા, વાજાં વાગીઆં રે;
તેથી ગાજી રહ્યું, બ્રહ્માંડઃ વિજય૦

ધણણ ધરતી, આજે ધ્રુજી રહી રે;
તેથી સ્થંભી, ગઇ સરકારઃ વિજય૦

એની તોપ ઉપર, ઉગ્યાં ઝાડવાંરે;
એની બુંદુક, થઈ નિર્માલ્યઃ વિજય૦

જ્યાં હાકલ પડી, ઝવાહીર ની રે;
જાગી ઉઠયો છે, આખો દેશઃ વિજય૦

તેંત્રીશ કોટીને, એણે નોતર્યા રે;
રૂડા સત્યના, જંગની માંહીઃ વિજય૦

યુવાનો ને શૂર, ચ્ઢાવીઆં રે;
ઝંપલાવવા, જંગની માંહીઃ વિજય૦

સિંહ કેસરી ત્યાં, કુદી પડયો રે;
કીધો ઝવાહીરે, પડકારઃ વિજય૦

એણે ગર્જના, આજ એવી કરી રે;
પડયા નોકરશાહી, ના તાજઃ વિજય૦

એણે સરકારના, ભાંગ્યા ટાંટીઆ રે;
તોડી દીધાં, સત્તાના રાજ્યઃ વિજય૦

એક બાપુને કેદ, એણે કર્યો રે;
તૈયાર થયા છે, અનેકઃ વિજય૦

એના તપથી, ત્રીભુવન ડોલીઆં રે;
ડોલ્યાં શત્રુના, રાજ્યાસનઃ વિજય૦

બ્યુગલ વાગ્યાં, આજે એના મોતનારે;
છીન્ન ભીન્ન, થઇ સરકારઃ વિજય૦

ઉભી બાપુને, કંઠ આરોપવા રે;
વિજય દેવી, ધરી વરમાળઃ વિજય૦




માહાત્મા ગાંધીજી કી જય.

ઇનકીલાબ ઝીંદાબાદ.

## સુખના સ્વપ્ના.



### રાધાજીના વિવાહનો રાગ.

ભાણુ ઉગ્યો, ભારત વાસી જાગ્યાં,
એને સુખના, સ્વપ્ના લાગ્યાં;

બાપુએ સારૂં કીધું.

દાદા ભાઈએ, બી વાવ્યા,
તિલકે પાણી, પાયાં;
તેના સ્વરાજ, ના ફળ આવ્યાં,
બાપુએ સારૂં, કીધું:

ઝવાહીરે, ગર્જના કીધી,
વીરતાની, દીક્ષા દીધીઃ
કરી સ્વરાજ, કેરી સસિદ્ધિ રે,
બાપુએ સારૂં, કીધું:

વિજયના, વાજાં વાગ્યાં,
એ નાદ, ગગનમાં ગાજ્યા;
રૂડા સ્વરાજના, હક સ્થાપ્યારે,
બાપુએ સારૂં, કીધું:

॥ ૐ ॥

શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

# બ્રીટીશ સરકારનો નાશ.



હાય-હાયરે હિંદ પણું જાય હાલ્યું એ રાગ.

હાય, હાયરે, બ્રીટીશ રાજ્ય જાય ભાંગી;
એના નાશની, નોબત વાગી રેઃ હાય-હાયરે૦

એના મોતના, પડઘા વાગ્યા,
બાણુ સરકારની, છાતીએ વાગ્યાં;
એને રંકના, નિસાસા લાગ્યા રેઃ હાય-હાયરે૦

એનો તાજ, પડું પડું થાય,
એનું આસન, ડોલા ખાય;
એનું હૈયું, હવે ગભરાય રેઃ હાય-હાયરે૦

એણે ગુલામી, દેશમાં આણી,
એના જુલ્મની, કારમી કાણી;
એની ઘડીઓ, હવે ભરાણી રેઃ હાય-હાયરે૦

એણે ક્રુરતાથી, રાજતંત્ર રાખ્યાં,
વળી લોક, પરાધિન રાખ્યાં;
કર મીઠાની, ઉપર નાખ્યા રેઃ હાય-હાયરે૦

બહુ અર્વિન, ગર્વે ભરાયો,
સૌ સૈનિકના, લોહી માટે ધાયો;
પોતે ખોદ્યો છે, ચોરનો પાયો રેઃ હાય-હાયરે૦

મો બાંધીને, માર એણે દીધો,
પ્રાણ શક્તિનો, રસ એણે પીધો;
આખા દેશને, નિર્જીવ કીધો રેઃ હાય-હાયરે

એનું નાવ, ડુબું ડુબું થાય,
ઝેરી વાયુ, ચોપાસે વાય;
એનું કાળજું, કટકા થાય રેઃ હાય-હાયરે૦

ગુરૂ ગાંધીની, વીર હાક વાગી,
આખી રૈયત, ઉંઘતી જાગી;
રાજતંત્ર, ગયું એનું ભાંગીરેઃ હાય-હાયરે૦

એણે મીઠાના, કાયદાને તોડયા,
સાથે સત્યાગ્રહીને, જોડયા,
દેશ દાઝને માટે, દોડયા રેઃ હાય-હાયરે૦

જ્યારે બાપુજી, આપણા જાગ્યા,
હિંદ માતને, ચરણે લાગ્યા;
ચક્ર સરકારી રથના, ભાંગ્યા રેઃ હાય-હાયરે૦





ઈનકીલાબ ઝીંદાબાદ.

# સાચને ખાતર.

—:*:—

અમે ડરતાં નથી, હવે કોઇથી રે એ રાગ.

અમે સત્યને, ખાતર ઝૂઝશું રે;
સોંપી માને, અમારાં શરીરઃ અમે૦
દૈવી સત્યનું, શસ્ત્ર અમને જડયું રે;
તેથી નમાવશું, સરકારઃ અમે૦
ધુન લાગી આજે, સ્વરાજની રે;
હિંદ ઝૂરે, સ્વરાજને કાજઃ અમે૦
દેશ ભરમાં, ભભુકી ઉઠી ભાવનારે;
સળગાવ્યાં, ગુલામીના રાજ્યઃ અમે૦
મોહ માયા તજ્યાં, સૌ હિંદિએ રે;
કીધાં કેસરીઆં, દેશ કાજઃ અમે૦
આઝાદી અમારા, પ્રાણ છે રે;
ગુલામી લાગે છે, કાળઃ અમે૦
ભલે મોજાં, ફરી વળે મોતનારે;
ભલે મઘર મછ, ગળી જાયઃ અમે૦
અમે સિંધુમાં, ગરક થઇ જશું રે;
અમે પોઢશું, પાતાળ માંહીઃ અમે૦
શિર્ષ ઉતારી, આપશું દેશને રે;
રૂડી ભારત માત ને આજઃ અમે૦
યા હોમ કરી, ઝંપલાવશું રે;
રૂડી આઝાદી, આણુવા કાજઃ અમે૦
અમે દારૂણ દુઃખો, વેઠશું રે;
કરી સત્યનો, જયજયકારઃ અમે૦

વંદે માતરમ્.

# ગુલામી વેઠી, જીવવું નથી રે.

———:o:———

અમે ડરતાં નથી હવે કોઈથી રે એ રાગ.

ગુલામી વેઠી, જીવવું નથી રે;
પ્રાણ વાયુ, ભલે ઉડી જાયઃ ગુલામી૦

ગુલામી ની, આગ એવી બળે રે;
તેથી કાયા, ભસ્મિભૂત થાયઃ ગુલામી૦

ગુલામ ખાના, અમે તોડશું રે;
રાખી ઈશ્વર, પર ઇતિબારઃ ગુલામી૦

આઝાદી ને, આંગણે ઉભશું રે;
માથું કાપીને, ધરશું ત્યાંયઃ ગુલામી૦

અમે મુક્તિ માને, નવરાવવા રે;
સહુ રેડીશું, રક્તની ધારઃ ગુલામી૦

ભલે અમને, ડુંગરથી દોડાવે રે;
નથી રહેવું, હવે ગુલામઃ ગુલામ૦

માથું મરતાં લગી, નમશે નહિં રે;
સત્ય સામે, નમે સરકારઃ ગુલામી૦

કટકે કટકે, કાપીને માસ આપશું રે;
રૂડી બચાવવા, હિંદ માતઃ ગુલામી૦

ડંકો ભારતમાં, વગડાવશું;
કરી સત્યનો, જયજયકારઃ ગુલામી૦

મનોરથ અમોને; મરવા તણારે;
મૂકી દીધા, કાયાના મોહ: ગુલામી૦

હવે બીજા ઉપર, જીવવું નથી રે;
રૂડા રાખશું, આત્મ વિશ્વાસ: ગુલામી૦

જીવ સાટે, જાળવશું ટેકને રે;
આપી દેશું, જનેતાને જાત: ગુલામી૦

પરીણામ, પ્રભુજીને, સોંપશું રે;
કરી સ્વરાજ, નો જયકાર: ગુલામી૦







॥ ૐ ॥

શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !

# યુદ્ધે ચડો

—:o:—

મર્દ બનો મર્દ બનો એ રાગ.

યુદ્ધે ચડો, યુદ્ધે, ચડો, સૌ ભારત વાસી, યુદ્ધે ચડો:

મૃત્યુના મુખમાં, માત પડી,
બહુ દર્દ થકી, એ લોય પડી;
વ્હાર કરો, વ્હાર કરો:
સૌ ભારત, વાસી વ્હાર કરો૦

જર્જરીત કાયા, માની થઇ,
એને ગુલામી, જ્વાળ અસહ્ય થઈ;
શિર્ષ ધરો, શિર્ષ ધરો:
મુક્તિ મૈયાને, શિર્ષ ધરો૦

બાપુજીના મહા, યજ્ઞ મહીં,
ઝંપલાવો જઇને, કુંડ માહીં;
ખપ્પર ભરો, ખપ્પર ભરો:
રૂડા દેશને, ખાતર ખપ્પર ભરો૦

મૃગતૃષ્ણા માંથી, મુક્ત થઈ,
છેલ્લો અવસર, છે આજ અહિં;
મદદ કરો, મદદ કરો:
તેત્રીશ કોટીને, મદદ કરો૦

તક આપી છે, પ્રભુએ તમને,
રૂડી ફરજ, બજાવો આ ઘડીએ;
શહીદ બનો, શહીદ બનો:
રૂડા દેશને, ખાતર શહીદ બનો૦

ફરી અવસર, આવો નહિ મળશે,
પાછળ પસ્તાએ, શું સરશે;
સફળ કરો, સફળ કરોઃ
અવતાર તમારો, સફળ કરો૦

જુલ્મી કાનુન, નો નાશ કરો,
ગુલામી બેડી, દૂર કરો;
પ્રાણ હરો, પ્રાણ હરો;
એ પાશવતાના, પ્રાણ હરો૦

શયતાની સત્તાના, મુળ હરો,
રૂઠા ભારત કાજે, ભેખ ધરો;
ઝૂઝી મરો, ઝૂઝી મરોઃ
સૌ બંધુ બ્હેનો, ઝૂઝી મરો૦

નિકો વહેવરાવો, રક્ત તણી,
ભારત મૈયાની, હાક પડી;
દાન કરો, દાન કરોઃ
તમ રક્ત તણા, તમે દાન કરો૦



વંદે માતરમ.

# છેલ્લી આશા રેંટીઓ.

---

અમે ડરતાં નથી, હવે કોઈથી રે. એ રાગ.

આશા તૃષ્ણા અમારી રેંટીઓ રે;
એ તો એક, અમારો આધાર: આશા૦

નિરાશાની ખાઈમાં, અમે પડયાં રે;
ત્યાંથી અમને, એ ઉગારનાર: આશા૦

જીવન દોરી, અમારી રેંટીઓ રે;
નવ ચેતનનો ભરનાર: આશા૦

અમે અજ્ઞાનતામાં, ડૂબી ગયાં રે;
એ તો ડૂબતાં, નો તારણહાર: આશા૦

આંધા લાકડી, અમારી રેંટીઓ રે;
દિવ્ય ચક્ષુ, તણો આપનાર: આશા૦

એણે શિર્ષ નમાવ્યું, સરકારનું રે;
એણે ડોલાવ્યાં, સત્તાના રાજ્ય: આશા૦

રાખ્યું ગૌરવ દેશનું, રેંટીએ રે;
રાખી ભારત, માતની લાજ: આશા૦

ઝેરી ઝાંળ, ગુલામીની પાથરીરે;
એમાં જકડાયાં, ભારત વાન: આશા૦

મુળ બાળ્યાં, ગુલામીના રેંટીએ રે;
સ્થાપ્યાં સ્વાધીન, તાના રાજ્ય: આશા૦

ત્રિશુળ ચક્ર સુદર્શન, રેંટીઓ રે;
એણે ગાળ્યા, શત્રુના ગર્વ: આશા૦

આજ સળગ્યો, દાવાનળ દેશમાં રે;
તેમાં દાઝયાં છે, ભારતવાન: આશા૦

બુમ બળતાંની, બાપુએ સાંભળી રે;
એણે બતાવ્યો સાચો માર્ગ: આશા૦

રૂડું ધનુષ્ય, અમારો રેંટીઓરે;
તાર સુતર, ઝેરી બાણુ: આશા૦

એતો સરકાર, ના કંઠ વિંધશે રે;
પાડી દેશે, પાશવતાના તાજ: આશા૦

દેશ દારિદ્રમાં, ડૂબી ગયો રે;
એ તો ડુબતાંનો, તારણહાર: આશા૦

રૂડું સ્વરાજ, મંદીર રેંટીઓ રે;
એ તો વિજય તણો આપનાર: આશા૦

મુર્તી માફક એને, પૂજશું રે;
પ્રભુ પંથે, અમોને દોરનાર: આશા૦

છેલ્લી આશા, અમારી રેંટીઓરે;
એ તો હિંદનો તારણહાર: આશા૦



ઈનકીલાબ ઝીંદાબાદ.

# વીરો નહિં નમશે.

———:o:———

નહિં રખની સરકાર જાલીમ નહિં રખની—એ રાગ.

નહિં નમશે, નહિં નમશે, ભારતના વીરો, નહિં નમશે;
મૂકી માથાં, લડશે સામે, નહિં ડરશે બળવાનઃ
બહાદુર નહિં નમશે
અગ્નિ કુંડમાં, હુડસેલી ને; ઉપર દીએ ડામઃ
બહાદુર નહિં નમશે,
જન્મ ભૂમીનું, દૂધ દીપાવી; અમર કરશે નામઃ
બહાદુર નહિં નમશે,
સત્ય શસ્ત્ર સજી, સૌ શૂરા; ઉભા રણ મેદાનઃ
બહાદુર નહિં નમશે,
પદ્મ સમા સહુ, શિર્ષ ઉતારી; આપે માને આજઃ
બહાદુર નહિં નમશે
સ્વરાજ સાધવા, કરી ગર્જના; ગાજ્યું ત્યાં બ્રહ્માંડઃ
બહાદુર નહિં નમશે
ઉર સમુદ્ર, તરંગ ઉછળતા; સ્વરાજના હક માટઃ
બહાદુર નહિં નમશે
સત્યાગ્રહીનું, સૈન્ય શોભતું; ચાલ્યું રણ મેદાનઃ
બહાદુર નહિં નમશે
હસ્તે મુખડે, લાઠી ખાતાં; ડગ્યા નહિં તલભારઃ
બહાદુર નહિં નમશે
નામ રાખવા, ભારત માનું; છોડી દેશે પ્રાણ
બહાદુર નહિં નમશે

વંદેમાતરમ્.

# જાલીમ નમી જશે.

——:o:——

નહિં રખની સરકાર જાલીમ નહિં રખની એ રાગ.

નમી જશે રે, નમી જશે; સરકાર જાલીમ, નમી જશે;
પડી જશે રે, પડી જશે; પડકાર એના; પડી જશેઃ

પેશાવરના, અત્યા કાંડે; તૂટે જુલ્મી રાજઃ
જાલીમ નમી જશે.

પેશાવરના, રક્ત ઉછળતાં; રાજ્યાસન રોળાયઃ
જાલીમ નમી જશે.

મુંબાઇમાં, મેદાન મહિં કે; માર્યા મુંગા મારઃ
જાલીમ નમી જશે.

મુંબાઈ માંહી, રક્ત ઉછળતાં; બળી જશે એ રાજ્યઃ
જાલીમ નમી જશે.

નામ નિશાન, ન રહેશે એના; ભલે ચડયા શયતાનઃ
જાલીમ નમી જશે.

નિઃશસ્ત્ર ઉપર, દૈત્યો ધાયા; દીધાં લોહીના પાનઃ
જાલીમ નમી જશે.

સોલાપુરમાં, કેર ચલાવી; લીધા કૈંકના પ્રાણઃ
જાલીમ નમી જશે.

સોલાપુરના, રક્ત ઉછળતાં; તૂટી પડશે તાજઃ
જાલીમ નમી જશે.

નિર્મુળ, શાહીવાદ થશે ને; મદ ભાંગે ભગવાનઃ
જાલીમ નમી જશે.

રક્ત તણાં, બિંદુ બિંદુએ; પ્રગટે વીર હજારઃ
જાલીમ નમી જશે.

રાવણ રાજ્યનો, નાશ કરીને; સત્વર લેય સ્વરાજઃ
જાલીમ નમી જશે.

પાપી સત્તાના, પ્રાણ હરીને, સ્થાપે રામના રાજ્યઃ
જાલીમ નમી જશે.

ગુરૂ ગાંધીના, તપો બળેથી; નમી જશે સરકારઃ
જાલીમ નમી જશે.



॥ ૐ ॥

શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !

# જાગજો.

———:0:———

## પ્રભાતિયું.

જાગજો બંધુઓ, જાગજો બેનડી,
દેશના દુઃખને, દૂર કરવા;
ભારત ભાગ્યનો, ભવ્ય ભાસ્કર ઉગ્યો,
દુઃખદાયક મહા, તિમિર ટળતાં: જાગજો૦

દિવ્ય સુવર્ણમય, રશ્મિઓ સીંચતાં,
હિંદ માતા નવું, તેજ પામી;
ગગનમાં ગર્જના, વિજયની ગાજતી,
ક્રાંતિને શૌર્યના, ગીત ગાતી: જાગજો૦

સુભટ આજે ઉભા, માત બચાવવા,
દૂધ દિપાવીને, દુઃખ હરવા;
માત સૌભાગ્ય, પરદેશીએ ખૂંચવ્યું,
અધિન એણે, બધો દેશ કીધો: જાગજો૦

યુદ્ધ અનંતર, બાપુએ આદર્યું,
દેશનો પુનર, ઉદ્ધાર કરવા;
સૌમ્ય રૂપ સૌમ્ય, સૌદામીનઃ તેજશા,
વિબુધ વિરાગીનું, સૈન્ય જામ્યું: જાગજો૦

દુર્ઘટ દુર્ગ, સ્વરાજનો જીતવા,
સૌમ્ય સત્યાગ્રહી, સૈન્ય જામ્યું;
મંત્ર બાપુજીએ, સર્વને શીખવ્યો,
અન્યને સુખ દઈ, પોતે મરવું: જાગજો૦

કામ રૂડાં કરો, ડરી સહુ ઈશથી,
પછી બીજા કોઈથી, કદી ન ડરવું;
આત્મબળ શ્રેષ્ઠ છે, શસ્ત્ર બળની થકી,
શસ્ત્ર દેખી દિલે, કદી ન ડરવું: જાગજો૦

રક્તના બિંદુની, વૃષ્ટિ વરસાવવા,
યુદ્ધને મોખરે, સર્વ ઉભા;
શિર્ષ શ્રીફળ સમા, અનંત ઉતારવા,
માતને આંગણે, મર્દ ઉભા: જાગજો૦

બેડી ગુલામીની, જ્વાળ ઝેરી બહુ,
ચૂર કરવાને સહુ, વીર ધાયા;
દેશના યજ્ઞની, પ્રખર વેદી પરે,
હોમવા જાતને, માડી જાયા: જાગજો૦

હકુમત પારકી, દૂર કરવા અને,
મુક્તિના મંત્રને, સિદ્ધ કરવા;
આજ સાગર, સૈનિકનો ઉછળ્યો,
દુઃખ વૈધવ્યનો, ભાર હરવા: જાગજો૦

સૈન્ય પરંપરા, પાર આવે નહિં,
એક મરે ત્યાં, અનેક જાગે;
દેવ કૃપા આજે, દેશ ઉપર થઇ,
બિપણુ ભય ભીડ, સૌ વીર ભાંગે: જાગજો૦



॥ ૐ ॥

શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !

# મહાન દેશભક્ત લાલા લજપતરાયને શ્રધ્ધાંજલી.



પિતાજી આ કોપ તમે શો કર્યો એ રાગ.

અરે ઇશ કહેર, તેં આ શો કર્યો!
ખરો હીરો હિંદ, તણો તેં હર્યો,
રડાવીને હિંદના, બાળો અહિં;
ગયો સિંહ કેસરી, સત્યાગ્રહીઃ

આવા દંડ દેશને, શાને દીધા,
તિલક દેશબંધુ, ને લાલ લીધા;
હજી એના ઘાવ, તો રૂઝયા નથી,
ગયો સિંહ કેસરી, સત્યાગ્રહીઃ

મુક્તિ તણો મંત્ર તો, સૌને દીધો,
ઐકયતાનો પંથ તો આપે લીધો;
જનેતાના દર્દને, દિલે ધરી,
ગયો સિંહ કેસરી, સત્યાગ્રહીઃ

સાયમન સામે, કેસરી સિંહ થયા,
પ્રહારો નોકર, શાહીના રે સહ્યા;
જ્વલંત કીર્તિ, રાખી છે પ્રાણ દઈ,
ગયો સિંહ કેસરી, સત્યાગ્રહીઃ

સાચું દ્રવ્ય, દેશનું શું રે હર્યું,
અરે કાળ દૂષ્ટ, તેં આ શું કર્યું;
મ્હાલે છે તું મનમાં, શું રત્નો લઇ,
ગયો સિંહ કેસરી, સત્યાગ્રહીઃ

સાચો સાધુ સેવક, દેશ તણો,
ખરી ગયો તારલો, હિંદ તણો;
ગુમાવીને માત, રૂવે છે અહિં,
ગયો સિંહ કેસરી, સત્યાગ્રહીઃ

સુકાની આ, દેશના આપ થઈ,
મુકયું નાવ, ડૂબતું શું રે અહિંઃ
સ્વરાજને કાજ, સમાધી ધરી,
ગયો સિંહ કેસરી, સત્યાગ્રહીઃ

છુપાઈ શું, સ્વર્ગમાં આપ ગયા?
હિંદિવાન ઉપર, ના'વી દયા?
સમર્પું હુ, અંજલી પ્રેમે કરી,
ગયો સિંહ કેસરી, સત્યાગ્રહીઃ



માહાત્મા ગાંધીજી કી જય.

ઇનકીલાબ ઝીંદાબાદ.

# ખુશામત કરશું નહિં.

———:o:———

અમે ડરતાં નથી હવે, કોઇથી રે, એ રાગ.

ખુશામત અમે, કરશું નહિં રે;
ભલે તૂટી પડે, બ્રહ્માંડઃ ખુશામત૦

અન્યાયથી માર, ખાશું નહિં રે;
દેહ આજે, ભલે પડી જાયઃ ખુશામત૦

બની મૂર્ખ અમે, સ્હેશું નહિં રે;
ખોટી રીતે કંઇ, અપમાનઃ ખુશામત૦

મહારાજા હોય, તોએ શું થયું રે;
નથી રહેવું હવે, હેવાનઃ ખુશામત૦

હાજી હાજી અમે, કરશું નહિં રે;
સત્ય શોધીને, કરશું વિચારઃ ખુશામત૦

તારતમ્ય તેમાંથી, કાઢશું રે;
ભલે માથાં, રણે રોળાયઃ ખુશામત૦

રીબાવી રીબાવી, મારે ભલે રે,
ભલે રૂંધે, અમારા પ્રાણઃ ખુશામત૦

કદી જુલ્મથી, વશ થાશું નહિં રે,
ભલે પ્રભુનું, ધાર્યું થાયઃ ખુશામત૦

માથાં આપીશું, ન્યાય અમે માગતાંરે;
છીન્ન ભીન્ન કરી, દેશું કાયઃ ખુશામત૦

આહુતી આપીશું, અમે યજ્ઞમાં રે,
અમ કાયા તણી, અમે આજઃ ખુશામત૦

છેતરાશું નહિં, ખોટા વેશથી રે,
અમે સાચાને, આપશું માનઃ ખુશામત૦

લક્ષ્મી દેખી, અમે મોહશું નહિં રે;
મોહશું સત્યની, ઉપર આજઃ ખુશામત૦

પોકારો કરીશું, પ્રેમથી રે;
ઇન્કીલાબ ઝીન્દાબાદઃ ખુશામત૦





ઇનકીલાબ ઝીંદાબાદ.

## રાષ્ટ્ર ધ્વજ.

અમે ડરતાં નથી હવે, કોઇથી રે, એ રાગ.

રૂડો રાષ્ટ્રીય ધ્વજ, ફરકાવશું રે;
અમે ભારત, ભૂમીની માહીં: રૂડો૦

લાલ લીલો, સફેત ત્રીરંગનો રે,
એ તો ઐક્ય પણાનું, એંધાણ: રૂડો૦

ચીરસ્થાયી, એને અમે સ્થાપશું રે;
શુભ સ્વરાજનું, એ નિશાન: રૂડો૦

એ તો આત્મા, અમારા દેશનો રે;
એ ઇશ્વરની મૂર્તી, સમાન: રૂડો૦

ગુલામી સાગરમાં, ડૂબ્યાં અમે રે;
ત્યાંથી અમને એ, ઉગારનાર: રૂડો૦

દેહ એને અમારા, સોંપીઆ રે;
રૂડા ધ્વજ તણું, રાખવા માન: રૂડો૦

શિર્ષ સાટે, અમે એને સેવશું રે;
ભલે સર્વસ્વ, આજ લુંટાય: રૂડો૦

રક્ત રેડીને ધ્વજ, ફરકાવશું રે;
દેશું એને માટે, અમ પ્રાણ: રૂડો૦

એની શીળીશી, છાંયડીમાં સાધશું રે,
રૂડો સ્વરાજ મંત્ર, અમે આજ: રૂડો૦

મુખે વંદેમાતરમ, બોલશું રે;
કરશું જય જય, હિંદુસ્તાન: રૂડો૦

વંદેમાતરમ.

## જવાબ માગશું.

---

અમે ડરતાં નથી, હવે કોઈથી રે. એ રાગ.

અમે જુલ્મનો, જવાબ માગશું રે;
ભલે માથા ઉપર, ઉગે ડાભ: અમે૦

લાઠી રાજથી વશ, થાશું નહિં રે;
અમે મરવામાં, માનશું માનઃ અમે૦

ચાલે જુલ્મીના, ચોયદશ કોરડા રે;
લેવા હિંદિ જનો, ના પ્રાણઃ અમે૦

રંગ ભેદનો તોર, એને ચડયો રે;
તેથી રીબાવ્યાં, ભારત વાન; અમે૦

એવા દંડા ચલાવ્યા, એણે દેશમાં રે;
તેથી લીધા છે, કૈંકના પ્રાણઃ અમે૦

શબ તુલ્ય, બનાવ્યાં એણે કૈંકને રે;
વળી કીધાં છે, કૈંક અપંગઃ અમે૦

રૂપ રાક્ષસનું, એણે ધર્યું રે;
પછી ગુડયાં છે, ભારત જનઃ અમે૦

દૈત્ય હેલીએ તો, દાટ વાળતાં રે;
માર્યા બ્હેનોની, ઉપર મારઃ અમે૦

એણે અગ્નિ માંહી, ઘૃત હોમીઆં રે;
દીધા દાઝયાની, ઉપર ડામઃ અમે૦

અંધ સત્તાના, મદ માંહી થઇ રે;
એણે ડુબાવી, છે હિંદ માતઃ અમે૦

લીધી ફકીરી, સ્વરાજ સાધવા રે;
પડશું મૃત્યુના, મુખમાં આજઃ અમે૦

ફના થાશું, સ્વરાજ ઘેર આણવા રે;
કાપી કાપી ને, આપશું કાયઃ અમે૦

એનો જવાબ, પૂરો માગવા રે;
ખપી જાશું, સ્વદેશ ને કાજઃ અમે૦





॥ ૐ ॥

શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !

## ભારતનું ભાગ્યોદય.

ઉગ્યો આજ, ભારત ભાગ્યનો ભાણુ,
શત્રુ શીર્ષ, ધરણે ઢળ્યાં રે;
હસો હવે, ભારતના સંતાન,
વિજય ધ્વજ, ફરક્યો હવે રે:
સ્વરાજ, મંદીર ખૂલ્યાં રે૦

ગાઢ તિમિર માં, ડુબતાં,
મરવે, ભારત વાન;
દિવ્ય ચક્ષુ, દઈ બાપુએ,
એણે ઝાલી છે, ડૂબતાંની બાંહ્ય રે:
સ્વરાજ, મંદીર ખૂલ્યાં રે૦

બાપુજીએ, માંડ્યો છે મોટો જંગ,
હિંદિ સૌ, સાથે થયાં રે;
અહિંસાના ધર્યાં, હાથે હથીઆર,
સત્યને પંથે, પળ્યાં રે:
સ્વરાજ, મંદીર ખૂલ્યાં રે૦

વિજય નગારાં, ગડગડ્યાં,
ગગને ગાજ્યા, નાદ;
દુંદુભી દેવના, વાગતા,
સૌ હરખાયાં, ભારતવાન રે:
સ્વરાજ, મંદીર ખૂલ્યાં રે૦

ચોયદશ, બાપુજી કેરાં રાજ્ય,
સત્તાના મૂળ, બળ્યા રે;
મરણ પથારીએ, શાહીવાદ,
રાજ્યાસન, રોળાઈ ગયાં રે:
સ્વરાજ, મંદીર ખૂલ્યાં રે૦

વંદેમાતરમ.

## કેસરીઆં કીધાં.

કેસરીઆં કીધાં, સ્વદેશને કાજ,
રૂડાં સ્થાપન, કરવા સ્વરાજ;
શિર્ષ અમે ધર્યાં, સ્વરાજને દ્વાર,
મોંઘા હક્કો, મેળવવા કાજ: કેસરીઆં૦
અમને મૃત્યુ તણી અભિલાષ,
ઝુઝશું રણે જનેતાને કાજ;
ધરશું માતાને ચરણે પ્રાણ,
તોડવા જુલ્મી જનોના રાજ્ય: કેસરીઆં૦
અમારા જન્મ, અને અવસાન,
થયાં એવો દેશ, જે હિંદુસ્તાન;
યુધ્ધે ચડયાં, અમે આવાર,
કરવા હિંદનો, જય જય કાર: કેસરીઆં૦
અમે આજ, લીધો, છે કારમો ભેખ,
પુનિત એવી, જન્મ ભૂમિને કાજ;
ભગવાં ધર્યાં, અમોએ અંગ,
રાખવા ભારત, માતની લાજ: કેસરીઆં૦
બાપુજીએ માંડયો, છે મોટો જંગ,
નોતર્યાં ભારત, ના સંતાન;
હોમાશું આઝાદી, યજ્ઞમાં આજ,
સ્વદેશને કાજે, થઈ જશું ખાખ: કેસરીઆં૦
વિજય ધ્વજ, ફરકાવશું અમે આજ,
રૂડા સ્વરાજ, મંદીર માહીં;
જપશું મુખેથી, એવો જાપ,
જય જય જય જય હિંદુસ્તાન: કેસરીઆં૦

ઇનકીલાબ ઝીંદાબાદ.

## છેલ્લી પ્રાર્થના.

રાગ-પ્રભાતિયું.

હે વિભુ, હે પ્રભુ, આપ શું જોઈ રહ્યાં,
દુષ્ટ દુ:શાસને, દાટ વાળ્યા;
લાજ લોપી, એણે ભારતીની અને,
ગૌરવ દેશના, સર્વ ગાળ્યાં. હે વિભુ૦
સેંકડો વર્ષની, વેદનાઓ બહુ,
વેઠતાં હિંદના, ગાત્ર ગાળ્યા;
જુલ્મ પરંપરા, પાર આવે નહિં,
દેશ પર કારમા, ઘાવ માર્યા. હે વિભુ૦
જર્જરીત દેહ થઇ, ભારતીની અને,
નયનથી રક્તની, ધાર સરતી,
રક્ત ભરી એની, આંખ ઉંડી ગઇ,
મુક્તિને માટ, આક્રંદ કરતી: હે વિભુ૦
શરીર તો કૃશ થયું, તેજ ઉડી ગયું,
દેશના દુખથી, માત દાઝી;
મરણ પથારીએ, માત રૂદન કરે,
વ્હાર કરજો હવે, તો પિતાજી: હે વિભુ૦

**માહાત્મા ગાંધીજી કી જય.**

ૐ ॥ ૐ ॥ ૐ

શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

